॥ श्रीशङ्खेश्वरपार्श्वनाथाय नमः ॥

श्री धर्म-महोदय जैन ग्रंथमाळा-पुष्प नं. ३

विहरमाण-जिन श्री सीमंधरपरमात्माना ध्याननिधि साथे
अंतिम शासनपति श्री महावीरप्रभुए स्वमुखे श्री गौतम
स्वामीने करेली विस्तारवाळी विमळता दर्शावनारी
श्री कामगजेन्द्रनी कथानुं जेमां आलेखन छे

# श्री सीमंधर-शोभातरंग

(प्राच्य गूर्जर भाषामां सुंदर रास)

## गूर्जर भावानुवाद साथे

卐

अप्पमत्तो कामेहिं उवरओ पाव-
कम्मेहिं वीरे आयगुत्ते खेयन्ने

(श्री आचारांगसूत्र अ. ३ उ. १ सू. ५५)

—तेज खरो संयमी, मुमुक्षु अने वीर छे जे
कामनाओमां फसातो नथी अने पापकर्मोथी विरमेल छे

卐

प्रकाशक

श्री जैन श्वे. संघनी पेढी
पीपली बाजार-इन्दौर सीटी

वीर नि. सं. २४७७], प्रथमावृत्ति [वि. सं. २००७

किं. बे रुपिया

૦૪ • • • ૪૦

• ૭ ૪૦૦° ૦

ॐ अर्हं नम ॥

# અર્પણ પત્રિકા

જે પુણ્યાત્માએ પાશ્ચાત્ય કેળવણી–ગાધીવાદના નવર ગોથી ઘવાયા
છતા મહાપુરુષોની સગતિથી સાપ કાચની ઉતારે તેમ અસાર
જગત્નો મોહ વિછોડી, ભરયુવાનીમા પોતાના સમસ્ત કુટુંમ
સાથે પ્રભુશાસનના પુનિતપથે વિહરી જગત્ને ભવ્ય
આદર્શ-જીવનની સારમયતાનો બોધપાઠ આપ્યો, અને
સયમના પથે ત્રિકરણયોગે વિશુદ્ધિપૂર્વક પુનિત
વિજયયાત્રાની સાથે શારીરિક મોહનુ અપસર્જન
કરનારી એમતર ઉપવાસાદિ તપના નિરતર
આસેવનથી સયમ-તપ-વૈરાગ્યરૂપ
ત્રિવેણીનો સંગમ સાધી, વિષમપલે પણ
આરાધનાની ભવ્યતા સમજાવી, તથા
મારા જીવનને ભવ્ય ઉદાત્ત આદર્શ
સંસ્કારોના ઘડતરવાળુ બનાવવા
માટે અથાગ પરિશ્રમ ઉઠાવી
"પાહાણને પત્તર આણે"
ની સૂક્તિને મારા
વિષે ચરિતાર્થ
કરી

તે પરમશુભગનામધેય પરમારાધ્ય
પરમોપકારી પરમતપસ્વી ગુરુદેવ શ્રીશ્રીશ્રી

## મુનિશ્રી ધર્મસાગરજી મહારાજ ગણીના

### પરમપવિત્ર કરકમલોમા સાદર સમર્પણ

લિ આપ॥ લઘુબાલ

# પુનિત-વંદના



આગમોદ્ધારક, આગમાવતાર આગમદિવાકર શ્રી શૈલાણાનરેશ
બોધક આગમોના અખંડ અભ્યાસી, બહુશ્રુત સદ્ગુરુદેવ શિલા-
તામ્રપત્રોત્કીર્ણાગમ-સહિત ભવ્ય દેવવિમાન-તુલ્ય-જૈન
આગમ મંદિરોના સ્થાપનાર શ્રી દેવસૂર તપાગચ્છ
સંરક્ષક, અખંડ શ્રુતજ્ઞાનના ઉપાસક આગમોના
તલસ્પર્શી વિવેચક વિશુદ્ધ સંયમ-જીવનના
આદર્શ-પ્રતિમૂર્તિ, ધ્યાનસ્થ સ્વર્ગત
પરમપૂજ્ય ૧૦૦૮ શ્રી શ્રી શ્રી

**આચાર્યશ્રી આનંદસાગરસૂરીશ્વરજી મહારાજશ્રીના**

પવિત્ર ચરણકમલોમાં
સપ્રશ્રય સવિધિ સવિનય સબહુમાન કોટિશ
વંદન હો!

લિ
આપશ્રીનો હસ્તદીક્ષિત-લઘુશિષ્ય
અભય

પ. વિશ્વપૂજ્ય શ્રી સિદ્ધચક્રારાધન તીર્થોદ્ધારક શાસનપ્રભાવક આચાર્યશ્રી ચંદ્રસાગર સૂરિવર્યશ્રીના શિષ્યરત્ન તપસ્વી પૂ. મુનિશ્રી ધર્મસાગરજી ગણિવર્યશ્રીના શાંતમૂર્તિ મુનિશ્રી લબ્ધિસાગરજી મ૦ આદિ ઠાણા સાથે વિક્રમ સં. ૨૦૦૬ ( ૨ નિ સં. ૨૦૦૭ )નું ચાતુર્માસ શ્રી સિદ્ધક્ષેત્ર-પાલીતાણા (સાહિત્યમંદિર)માં હતું (તે સમયે અપૂર્વ શાસન પ્રભાવનાકારક ધર્મોદ્યોતમય અનેક નાના-તપની આરાધના થયેલ તેમાં **શ્રી અક્ષયનિધિ તપની** આરાધના ૪૫૦ ભાવુક આત્માઓએ કરેલ અને દેવદ્રવ્ય, જ્ઞાનખાતા વિ. માં સારી ઉપજ થયેલી) તે ચાતુર્માસની જ્ઞાનખાતાની રકમની સહાયતાથી પ્રસ્તુત ગ્રંથનું પ્રકાશન અમો કરી શક્યા છીએ એટલે તે આરાધક આત્માઓના ધર્મપ્રેમની અમો ભૂરિભૂરિ અનુમોદના કરીએ છીએ

અંતમાં આ ગ્રંથના મુદ્રણ માટે પૂરતી કાળજી રાખનાર યથાશક્ય પ્રયત્ને શુદ્ધ અને સુંદર છાપકામ માટે અહર્નિશ ઉદ્યત રહેનાર તથા મહારાજશ્રીના સતત વિહારક્રમ આદિના કારણે પ્રૂફ મોકલવા કરવામાં ટાઈપોના થતા રોકાણ આદિ અનેક મુશ્કેલીઓને સમભાવે સહનાર **સાધના મુદ્રણાલયના માલિક શ્રી જીવનલાલ ફૂલચંદ શાહ** તથા ગેલી-પ્રૂફોને ચોક્કસાઈપૂર્વક તપાસનાર સંશોધનના વર્ષોજૂના અભ્યાસી **શ્રીયુત બાબુભાઈ રંગનાથ શાહની** પવિત્ર સૌજન્યતા અને ધર્મસ્નેહની અમો સાદર નોંધ લઈ પોતાને કૃતાર્થ માનીએ છીએ

**અંતમાં રાસમાં વર્ણવાયેલ કનાભાગ આત્મિક-કલ્યાણની સાધનામાં નિરત મુમુક્ષુને વિષયવાસનાના વિષમ પંથમાંથી પાછા હઠવા યોગ્ય માર્ગદર્શક-ભોમિયો બને એ શુભેચ્છા સાથે વિરમીએ છીએ**

લિ.

**શ્રી જૈન શ્વે. સંઘની પેઢી**

પિપલી બજાર-ઈંદોર સીટી

સમાવિત શ્રી સિદ્ધચક્ર પાક્ષિકમાં હપ્તે હપ્તે રાસ તથા ગૂર્જરાનુવાદ આપવા તેઓશ્રીએ મને પ્રોત્સાહિત કર્યો. ત્રણ અંકોમાં મુદ્રણ પણ થયું પણ પછી પ્રસ્તુત રાસની હૃદયંગમ વર્ણનશૈલી અને વિષય-વૈવિધ્યપૂર્વક અનુભવ વેધક પ્રસંગોથી પરિપૂર્ણ કથા-વસ્તુથી પદ્ધતિસરનું આલેખન કરી સ્વતંત્ર પુસ્તક તૈયાર કરવાની અભિલાષા થતાં શ્રી સિદ્ધક્ષેત્ર-પાલીતાણાના ચાતુર્માસ દરમ્યાન તદનુકૂલ સામગ્રી તૈયાર કરી પ્રસ્તુત રાસનું મુદ્રણ-કાર્ય પદ્ધતિસર ચાલુ કર્યું.

આ ગેય કૃતિ(રાસ)માં મુખ્યતઃ શ્રી સીમંધરસ્વામીનું અદ્ભુત જીવન-ચરિત્ર વર્ણવ્યું છે કે જે અદ્યાવધિ ઉપલબ્ધ સાહિત્યમાં

રાસનો વિષય

આવું શ્રી સીમંધરસ્વામીનું સળંગ જીવનચરિત્ર અને તે પણ ગેય કાવ્ય તરીકે અનુપલબ્ધ હોઈ સાહિત્યિક સંશોધન-પ્રિય વિદ્વાનોના હૃદયમાં અનોખું સ્થાન લે તેવું છે. સાથે જ વિહરમાણ-વિભુ શ્રી સીમંધર-પરમાત્માના ગુણ-ગાન પ્રસંગે મહાવિદેહક્ષેત્રના પુષ્કલાવતી(આઠમી) વિજયમાં વિચરતા છતાં (પ્રભુથી ક્ષેત્રાપેક્ષાએ દૂર-સુદૂરવર્તી જંબૂદ્વીપના દક્ષિણ છેડે રહેલ) ભરતક્ષેત્રવર્તી ભવ્ય પ્રાણીઓને વિહરમાણ વિભુએ કેવા અવર્ણનીય ઉપકારો કર્યા છે તે વર્ણવતાં શ્રી કાલિકાચાર્ય મ૦ શ્રી આર્ય રક્ષિતસૂરિ મ૦ શ્રી કૃષ્ણ વાસુદેવ આદિના પ્રસંગો તો સુપ્રસિદ્ધ જણાવી પૂર્વભવમાં પિતૃહત્યા ભગિની-અભિચાર જેવા ભયંકર પાપો કરનાર અપ્રસિદ્ધપ્રાય શ્રી કામગજેન્દ્રકુમાર શ્રી સીમંધર પરમાત્માના સમાગમે સમ્યક્ત્વ પામી શ્રી મહાવીરપ્રભુ પાસે દીક્ષા લઈ કેવલજ્ઞાન પામી મોક્ષે કેવી રીતે ગયા તેનું સવિસ્તર વર્ણન કરેલ છે.

પ્રસ્તુત રાસની વર્ણન-શૈલી મનોરંજક સુગમ સાથે જ વિશદબોધક છે. સત્તરમી સદીના ઉત્તરાર્ધની પ્રચલિત જૂની(દેશ્ય) ગૂર્જર (અપભ્રંશ

તેર હજાર શ્લોકપ્રમાણ **શ્રી કુવલયમાલા કહા** ઉપરથી સંસ્કૃતમાં લગભગ ૪૦૦૦ શ્લોક-પ્રમાણ ચપૂ તરીકે રચાયેલ છે આમાં **ક્રોધ-માન-માયા-લોભ અને મોહ** ઉપર ગુજરાતી રીતે પડેલા **ચંડસોમ-માનભટ-માયાદિત્ય-લોભદેવ-મોહદત્ત** નામવાળા પાંચ જીવોની કર્મની અદ્ભુત સમાલોચના જૈનીએ વર્ણવેલ છે આ કથાગ્રંથમાં આ પાંચે જીવોના પાંચ ભવો વર્ણવ્યા છે છેવટના ભવમાં **પ્રભુશ્રી મહાવીરસ્વામી** પાસે દીક્ષા લઈ **કેવળજ્ઞાન** પામી મોક્ષે જવાનું વર્ણવેલ છે આ પાંચમાંથી **મોહદત્તની** જીવનકથા અનંત વિસ્તારવાળા વર્ણનમાં રચાયેલાને વર્ણવેલી હોઈ તેને મુખ્ય કરી **રાસમાં** આ રાસમાં (છેલ્લા ભવનું તે મોહદત્તનું નામ કામગજેન્દ્ર છે) તેની કથાવસ્તુ વિસ્તારથી વર્ણવી છે જો **કુવલયમાલા** કરતાં **રાસમાં** વર્ણવાયેલ **શ્રી કામગજેન્દ્રની કથા** જુદી રીતે વર્ણવાયેલ છે અને કથાસરિતાનો પણ મેળ સચવાયો છે આ અન્ય ઉપયોગી વિગતો ઉમેરી પણ છે જેમકે **કુવલયમાલામાં** પાંચ જીવોના પાંચ ભવ જણાવતા **શ્રી કામગજેન્દ્રના** પણ પૂર્વના પાંચ ભવો વર્ણવ્યા છે જ્યારે **રાસમાં** મોહદત્તનો ત્યાગ કરીની દેવગતિનો ભવ સ્પષ્ટ-વિશદ રીતે વર્ણવી પછી થયેલ ગજપુર અને પુનઃ દેવગતિનો ભવ એક જ ગાથામાં વર્ણવી દીધેલ છે જુઓ—

"મોહદત્ત જીવ પદ્મકેશરો, ગજપુર થઈ દીક્ષા લીદ્ધ ।
કાલિ દેવપણું પામીનિ, કર્મિ કામગજેન્દ્રો કીદ્ધ ॥ (૩-૩૨-૬)

એનું કારણ એમ જણાય છે કે-આ બે ભવમાં વર્ણનીય કોઈ ખાસ વિશિષ્ટ બાબત નથી તથા **શ્રી સીમંધરપ્રભુના** અદ્ભુત ગુણગાન **અંતસમયની આરાધના, અનશનધર્મની** પ્રકૃષ્ટતા તદ્યોગ્ય આર્દ્ર ભાવના આદિ મહત્ત્વના વિષયો ઉમેર્યા છે

આ રીતે પ્રસ્તુત **રાસ શ્વેતામ્બર તપાગચ્છીય** ચાલુ પ્રણાલિકાને સંમત કથા-વસ્તુને વર્ણવનાર છે એમ ચોક્કસ થાય છે.

આ કવિજનોની પ્રકૃષ્ટ કવિત્વ-શક્તિના આપન્નરૂપ ઉત્પ્રેક્ષારૂપક-વિભાવનાદિ અલંકારોની છટાથી ભરપૂર હૃદયંગમ તલસ્પર્શી સુરમ્ય રચનાથી વિદ્વજ્જનોના મનને આહ્લાદ પમાડનાર આ રાસના કર્તા વિષે પણ પ્રાસંગિક વિચાર કરવો જરૂરી છે

**રાસના કર્તા વિષે ઊહાપોહ**

પ્રસ્તુત રાસની મળી આવેલ ચાણસ્મા, પાટણ અને વીજાપુરના ભંડારોના કોઈપણ પ્રતમાં કર્તાનો સ્પષ્ટ ઉલ્લેખ નથી તેમ જ રાસની કોઈપણ સ્થાનમાં શ્લેષરૂપે કે વ્યક્ત રીતિએ કર્તાનું નામ ઉપલબ્ધ નથી એટલે મળી આવતા સાધક હેતુઓના બળ ઉપર યોજેલા અનુમાનનું જ શરણ લઈ છેવટે કર્તાનો નિર્ણય કરવો રહ્યો

પ્રથમ તો મારી પહેલાંના સાહિત્યિકોએ કરેલા નિર્ણયો રજૂ કરવા દો શ્રી જૈન ગૂર્જર કવિઓ ભા ૩ ખં ૧ પા ૫૮૪ કૃતિ નં ૧૩૮૮ માં પ્રસ્તુત રાસનો ઉલ્લેખ આ પ્રમાણે થયો છે

"સીમંધરસ્વામિ શોભાતરંગ—
આદિભાગ-શ્રી જૈનેન્દ્ર નાકરા૦ (આખી પ્રથમ ગાથા મૂકી છે)
અંત્યભાગ-કોડિ સૂરિય ચોતિ૦ (આખી છેલ્લી ગાથા મૂકી છે)
પાંચ ઉલ્લાસ ૨૬-૧૧ દા ન ૧
વિમલ-ગચ્છ ભંડાર વીજાપુર"

આમાં શ્રીયુત મોહનલાલ દલીચંદ દેશાઈએ પાંચ ઉલ્લાસ જણાવ્યા છે પણ વસ્તુતઃ વીજાપુરની આ જ પ્રત પ્રસ્તુત રાસના પાઠાંતરો મેળવવા મંગાવેલી તો તપાસ કરતાં ચાણસ્મા-પાટણની પ્રતની જેમ ત્રણ જ (આદ્ય-મધ્ય-ચરમ) ઉલ્લાસ જણાયા સંભવ છે કે દરેક ઉલ્લાસના અંત્ય ભાગે "पचम" શબ્દનો પ્રયોગ છે તે ધ્યાનમાં નહિ આવવાથી ફક્ત હસ્તલિખિત પ્રતિઓના આદ્ય અને

અંતભાગને તપાસવાથી ગીત–પ્રમાણિકા મુજબ દેસાઈજીને અંત્યભાગે **पचम** શબ્દના પ્રયોગો પાંચ ઉ નાસની કલ્પના કરાવી હોય **अस्तु**

આ રાસના કર્તા તરીકે દેશાઈજીએ તેજ ગ્રંથમાં પા ૫૮૧ ઉપર કવિ નં ૬૭૧ **श्रीसेवक**ની અન્ય કૃતિઓ સાથે આ રાસને ગણાવી **सेवक** જણાવેલ છે વસ્તુત તો દેશાઈજી પણ **सेवक**ને પ્રસ્તુત રાસના કર્તા તરીકે નિશ્ચિતપણે ઉલ્લેખી શક્યા નથી પણ આ રાસના અંત્ય ભાગની છેલ્લી ગાથામાં "**सेवक**" વગેરેની પંક્તિમાં **सेवक**ના ઉલ્લેખ પરથી તેઓ **सेवक**ને આ રાસના સંભવિત કર્તા માનવાના મત પર આવ્યા લાગે છે આ વાતને સમર્થક પ્રસ્તુત રાસની ઢા ૪૦માં રહેલ સંસ્કૃત સ્તોત્રની અંત્યગાથાના ત્રીજા ચરણના "**सेवकस घातामुरगेय**" પદમાં પણ **सेवक** શબ્દ રહેલ છે

દેશાઈજીએ આ રાસના સંભવિત કર્તા તરીકે ઉલ્લેખેલ "સેવક"ની અન્ય કૃતિઓ **શ્રી જૈન ગુર્જર કવિઓ** (ભા ૩ ખ ૧ પા ૫૮૧થી૫૮૫) માં નીચે મુજબ નોંધી છે

૧ શ્રી આદિનાથ દેવરાસ ધવલ—(રચના સં ૧૫૯૦ કા સુ ૮ ગુરૂ)

૨ શ્રી ઋષભદેવ વિવાહલુ ધવલબંધ—(ઢાલ ૪૪–રચના સં ૧૫૯૦ માહ વદ ૧૧ પહેલા)

૩ શ્રી આર્દ્રકુમાર વિવાહલઉ (ગા ૪૬–પ ૩ ૧૮મી સદીની પ્રત)

ઉપરની કૃતિઓમાં પહેલી અને બીજી કૃતિના કર્તા તરીકે તેના અંત્યભાગે રાસકારે પોતે આપેલ પરિચય ઉપરથી અંચલગચ્છીય શ્રી ગુણનિધાનસૂરિજીના શિષ્ય કોઈ **सेवक** નામધારી જણાય છે

એટલે દેશાઈજીના અભિપ્રાય પ્રમાણે શ્રી અંચલગચ્છીય શ્રી ગુણનિધાનસૂરિજીના શિષ્ય કોઈ **सेवक** નામધારી શિષ્ય પ્રસ્તુત રાસના કર્તા નક્કી થાય છે

પણ ચાણસ્મા ભંડારની સારી સ્થિતિવાળી પ્રતના અંત્ય પાનાની સ્થિતિમાં લખેલ કડુઆ ગચ્છની પટ્ટાવલીના આધારે આ ગ્રંથ કડવા ગચ્છીય માનવા મહાન કારણ એ નો જણાય છે યદ્યપિ ચાણસ્મા ભંડારની પ્રતની પુષ્પિકામાં સાજણથી લખાયેલ આગમતા "साह रूपाई पठनार्थ, पत्तने सा कल्याणेन चित्रावित ॥" શબ્દો કાંઈક એમ પણ અનુમાન કરાવે છે-(દેશાઈ જી. ના કથનાનુસાર) મૂળ ગ્રંથ અંચલગચ્છીય શ્રી ગુણનિધાનસૂરિજીના શિષ્ય सत्वक બનાવેલો, અને તેજ ગ્રંથ ઉપરથી-ઉદ્ધરીને કડુઆ ગચ્છના સા કલ્યાણ નામના શ્રાવકે ચિત્રો બનાવી સા અને તેની સ્મૃતિ માટે કડવાગચ્છના આને ચિત્ર ચિતરાવ્યું હોય

તથાપિ શ્રી અંચલગચ્છીય આ ગુણનિધાનસૂરિજીના શિષ્ય सत्वक ની કૃતિ તરીકે પ્રસ્તુત ગ્રંથને ન માનવામાં ઘણાં હેતુઓ પૈકી નીચેના મુદ્દાઓ પ્રસ્તુત રાસના કર્તા તરીકે કડવા ગચ્છીય શાહ તેજપાલ संवरी* ને સિદ્ધ કરે છે

(૧) પ્રસ્તુત રાસની ઢા. ૪૦માં આવેલ श्री सीमंधरस्वामिस्तोत्र-(સંસ્કૃત)ની ચોથી ગાથાના ચોથા ચરણમાં રહેલ "मामजततेजो-भारमजेयम्" શબ્દસમૂહમાં तेजा શબ્દ તેજપાલના નામનો સૂચક છે

(૨) તેમજ ઢા. ૪૨ ની ૬ઠ્ઠી ગાથા કડવા ગચ્છની પટ્ટાવલીના સા કડવા શિષ્યથી સા તેજપાલ સુધીના બધા संवरी શ્રાવકોના ક્રમબદ્ધ નામ સૂચવે છે જુઓ ગાથા—

"મુખ-લોચન ખેમ-વીર જે વછિ, તે તુ સુખ-વિનાગી ॥
જીવરાજ-નિ-તેજ-રત્ન-જિન, તેજ કી ધૃતિ અતાગી ॥
(ઢા-૪૨-૬)

---

* આ શબ્દ તપાગચ્છની સમાચારીમાં જેમ આચાર્ય હોય છે તેમ કડવા ગચ્છની સામાચારીએ શુદ્ધ સંવેગી સાધુનો અભાવ હોવાથી પ્રધાન જે શ્રાવક તેનો સૂચક મનાય છે

(૩) તેમ જ ગાન ૪૩ ગા ૫ના તૃતીય ચરણમા 'તેજપુંજ વિરાજતી" શબ્દોમા શ્લેષાલંકારથી પણ 'તેજ' શબ્દ તેજપાલને સૂચિત કરે છે

(૪) પાછળની નકલના અન્ત્યભાગે સ્મૃતિમને ભાઈનથી લખાયેલ જણાતા "साहाजी साहिब श्रीतेजपालजी कृतम् ॥" શબ્દો પણ રાસના કર્તા તરીકે તેજપાલને ઠરાવે છે

(૫) વીજાપુર ભંડારની નકલના અન્ત્યભાગે ભાવિ પ્રજાને ગ્રંથના પરિચય મેળવવા સુગમતા રહે તે હેતુથી પાછળથી લખાયેલ જણાતા "પ્રતિ છે કડૂમતીની" શબ્દો પણ પ્રસ્તુત કૃતિ કડવામતીય ગચ્છની સૂચવે છે

ઉપરના મુદ્દાઓ પરથી દેશાઈજીના તે સમયે ઉપલબ્ધ સાધનોએ નિયત થયેલ અચલગચ્છીય આ ગુણનિધાનસૂરિશિષ્ય સેવકનુ પ્રસ્તુત રાસનુ કર્તૃત્વ લગભગ અનુચિત જણાય છે તેથી જ સોળમી સદીના ઉત્તરાર્દ્ધના અન્ત્ય ચરણમા પ્રસ્તુત રાસને મળેલુ સ્થાન પણ અસંગત ઠરે છે

વસ્તુત પ્રસ્તુત રાસ સત્તરમી સદીના ઉત્તરાર્દ્ધના અન્ત્યચરણના મધ્યભાગે શ્રી કડવાગચ્છીય પટ્ટપરાના સાતમા સંવરી સા૦ તેજપાલે બનાવ્યાનુ ઉચિત જણાય છે

**રાસની મહત્તા**

આ રાસમા વર્ણવેલ શ્રી કામગજેન્દ્રકુમારની કથા અપૂર્વ સંવેગ-વૈરાગ્યની ભાવનાને વધારનારી અને વિષમ વિષય-વાસનાના મૂળ ઉખેડી નાખનારી છે, તેથી અને રાસકારની અપ્રતિમ કવનશક્તિના બને યોજાયેલ અપૂર્વ સહૃદય-મનરંજક અનેક અલંકારો વસ્તુ-પ્રતિપાદન-પદ્ધતિ આદિથી આ રાસ બહુ મહત્વનુ સ્થાન મેળવે છે

વળી આ રાસ અદ્યાવધિ પ્રસિદ્ધ થયેલ નથી, અને રાસમા વર્ણવેલ કથા-વસ્તુ અપૂર્વ હોઈ પ્રસિદ્ધ કરવાની જરૂર જણાયાથી

તથા પ્રસ્તુત રાસની મહત્તા વાચકોના ધ્યાનમા લાવવા સારૂ પરિશિષ્ટોની ઘણ ખરી ઉચિત ક્રમથી ફરી ફરી પરિશિષ્ટો જોવાથી આ વાત તુરત ધ્યાનમા આવી જશે

આ નવમ પરીશ વાતો સહજ દૃષ્ટિએ વાચકોને અવનવી ભાગ તેમ પણ વિકાણપૂર્વક અને સાધક પ્રમાણોના અભ્યાસથી સ્પષ્ટ થાય છે તથા કેટલાક

વિદ્વજ્જનોને આશ્ચર્ય- થના એવા ભાગ છે કે જેના પ્રામાણિક વિજ્ઞપ્તિ અર્થો નિર્ણય ઘણા ગ્રંથોમા તપાસ અને વિદ્વજ્જનોની પૃચ્છા કરવા છતા યોગ્ય રીતિએ

થઈ શકેલ નથી આ વાત નવમા પરિશિષ્ટને જોવાથી સ્પષ્ટ જણાઇ જાય । માટે સાહિત્યરસિક સંશોધક વિદ્વાનોને નમ્ર વિજ્ઞપ્તિ છે કે-તેઓ નવમા પરિશિષ્ટને ધ્યાનપૂર્વક વાચી તેના યોગ્ય પ્રામાણિક ખુલાસા જણાવી પ્રસ્તુત રાસની મહત્તામા આડે નડતા તેવા વિષમ સ્થળોને દૂર કરે

આ રાસો વિદ્વજ્જનોના કરકમલમા યથાયોગ્ય રીતે મૂકી શકવા જે ભાગ્યશાળી બન્યો છુ તેમા અનેક ઉપયોગી મહાનુભાવોની કૃપા દૃષ્ટિ જ મુખ્ય કારણ છે પ્રથમ તો આ

આભાર-દર્શન રાસની મૌલિક લિપિ ચાણસ્માની હાથપોથી જોઇ ઉત્સુક બનેલા મારા મનને યોગ્ય પ્રોત્સાહન આપી સંપાદન-મુખ્ય પ્રાથમિક શિક્ષણ સાથે ઉચિત પ્રાથમિક ઉપાય આપનાર (મારા દાદાગુરુ) પરમ પૂજ્ય શાસન પ્રભાવક શ્રી વર્ધમાનતપોનિષ્ણાત આચાર્યશ્રી ચંદ્રસાગરસૂરિવર્યશ્રીનો તથા મારા જીવનના સઘળા અંગો સુપુષ્ટ બન્યા રહે તેની સંપૂર્ણ કાળજી સેવી તથાવિધ અનેક કષ્ટો સહીને પણ વ્યાકરણ ન્યાય સાહિત્ય અને આગમોના સતત પરિશીલનાત્મક અભ્યાસની સાથે સંશોધન-સંપાદનની ભૂમિકાએ ભાવિમાં પહોંચાડવાની દીર્ઘદર્શિતાના

અને બાળશાળાના અભ્યાસકાળમાં પણ (આજથી ૧૦-૧૧ વર્ષ પહેલાં દાહોદથી રાજગઢ જવાના રસ્તે આવતા ઝાબુઆ ગામે સામાયિક ઉપર શ્રી ચંદ્રલેખા ચોપાઈ પૂ. ગુરુદેવશ્રીએ પોતાની પાસે બેસી વંચાવવાની અને પ્રેસકોપી કરવાની મહેનત લીધાનું સ્મરણ યાદ આવે છે) હસ્તલિખિત સાહિત્ય પ્રતિ વધુ-અભિરુચિ પેદા કરનાર મારા જીવનના યોગ્ય ઘડતર માટે અંતરંગ ધ્યાન રાખનાર પરમોપકારી આગમધર તારકવર્ય પૂજ્ય ગુરુદેવશ્રી ધર્મસાગરજી મ. ગણિવરશ્રીનો જેટલો ઉપકાર-આભાર માનું તેટલો થોડો છે. જડ લેખિની તેઓશ્રીના નિષ્કામ-વાત્સલ્ય-પૂર્ણ પરમોચ્ચ કૃપાના ઉપકારને વર્ણવવા સમર્થ નથી.

આ સિવાય હસ્તલિખિત પ્રતિઓ વાંચવાની પદ્ધતિ, અક્ષરોની શૈલી, મરોડ આદિ સમજવા પ્રાચીન લિપિને પણ વાંચી બતાવી આદિ પદ્ધતિ જણાવવા બદલ મારા ગુરુભ્રાતા (સાંસારિક વડિલબંધુ) સ્વર્ગસ્થ પૂજ્ય મુનિશ્રી મહોદયસાગરજી મ.ના દ્વિતીય શિષ્ય કવિરત્ન મુનિશ્રી ન્યાયસાગરજી મ. નો, મૂળપ્રતિ સાથે પ્રેસકોપી મેળવવામાં પાટણની પ્રતના પાઠાંતરો લેવામાં મદદગાર નિવડેલા તથા સંપાદન-મુદ્રણ યોગ્ય રીતિએ થાય તે અંગેની યોગ્ય સોનેરી સૂચનો આપી સંપૂર્ણ રીતિએ મારું સંપાદન સુયોગ્ય યશસ્વી નિવડે તેની પૂરતી કાળજી રાખનાર મારા બાલમનના વ્યાકરણના મહાધ્યાયી સહૃદયચેતસ્ક, કર્મગ્રંથ-કમ્મપયડી-પંચસંગ્રહાદિ કર્મવિષયક સાહિત્યના મર્મસ્પર્શી જ્ઞાન મેળવવા સંલગ્ન, સૂક્ષ્મતત્ત્વચિંતક પૂજ્ય મુનિરત્ન શ્રી સૂર્યોદયસાગરજી મ.નો તથા રાસના કર્તૃત્વ સંબંધી ગૂંચો ઉકેલવામાં સહાયતા કરનાર પૂ. મુનિશ્રી દર્શનવિજયજી મ. 'ત્રિપુટી' નો, પાટણની પ્રત મેળવી આપવામાં તથા યોગ્ય જરૂરી ખુલાસા આપી મારા કાર્યને સરળ બનાવનાર પૂ. પં. શ્રી કાંતિવિજયજી ગણિવરશ્રીનો, તથા બીજાપુર ભંડારની પ્રત મેળવી દેવા માટે પરિશ્રમ સેવનાર વ્યાખ્યાનવાચસ્પતિ પૂ. પં. શ્રી કૈલાસ

બચાર ક્ષતિઓ રહી હોય તેની પુષ્ટિ માટે નથી એથી ત્રણ વાર આખા ગ્રંથનો ઉતારો-તપાસી જે કંઈ અશુદ્ધિ જણાઈ તે બધી શુદ્ધિપત્રકમાં નોંધી છે તો તે સ્થળેથી સુધારી-મેળવી વાંચવા ભલામણ છે

**ઉપસંહાર**

છેવટે આ ગ્રંથના સંપાદન તથા અનુવાદનો સર્વાંગસુંદર બનાવવા ભગીરથ પ્રયત્ન કરવા છતાં છદ્મસ્થ-સુલભ પ્રમાદોને લીધે થએલી સ્ખલનાઓનો ગુર્જર કવિ વિશાલવિચારવાળા સજ્જન મહાપુરુષો-

"હું અગુણો સજ્જન જન, વિરલ ઘણા ગુણ ગ્રહી હૃદય ધરજો ।
દોષતણા દરીયામાં, હું પામરના સ્ખલન ક્ષમા કરજો ॥"-

ની ઉક્તિને ચરિતાર્થ કરી ખરા સુયોગ્ય મધુરભર્યા ગુણોને ગ્રહણ કરી મારા આ પ્રયાસને સફલ બનાવવા વિનંતી છે

સર્વ પ્રકારે સાવધાન થઈ પ્રસ્તુત ગ્રંથનો ગુર્જર અનુવાદ કર્યો છે છતાં કોઈ ઠેકાણે મતિમંદતા કે વિપર્યાસ પેદા કરનાર તથાવિધ સામગ્રીને લીધે શાસ્ત્રવિરુદ્ધ-સામાચારી વિરુદ્ધ જે કંઈ લખાયું હોય તેનું ત્રિવિધે મિથ્યાદુષ્કૃત દઉં છું, અને વિવેકી વિદ્વાનો તેવા સ્ખલનો સૂચવી મને કૃતાર્થ કરવા વિજ્ઞપ્તિ છે

લી

વીર નિ સં ૨૪૭૭
વિ સં ૨૦૦૭
ભાદ્રપદ શુક્લ ૪ બુધવાર
શ્રી સંવત્સરીપર્વ
ગુરાસભુવન-પાલીતાણા

શ્રમણ સંઘસેવક
પૂ. ગુ. શ્રી ધર્મસાગરજી ગણિવર ચરણોપાસક
મુનિ અભયસાગર

# શુદ્ધિપત્રક

| પાનું | લીટી | અશુદ્ધ | શુદ્ધ |
|---|---|---|---|
| ૧ | ૪ | श्रीसीमधर० | ॥भले॥ श्रीसीमधर० |
| ૧ | ૭ | શ્રીજિનને | પાજીને |
| ૧ | ૧૨ | -ટ કર્મ- | અટ-કર્મ- |
| ૨ | ૧૮ | પુંડરિગિણી | પુંડરગિણી |
| ૩ | ૬ | પુંડરિગિણી | પુંડરગિણી |
| ૪ | ૨૦ | સુખણા રે | સુનજા રે—એ દેશી |
| ૬ | ૨૩ | તાણી | તાણ્યા |
| ૭ | ૮ | આ ૮ થી ૧૩ ગાથા રહી ગઈ છે | આ ગાથાઓ પાન ૧૬૬ પર જુઓ |
| ૯ | ૪ | તાવિ | તાપિ |
| ૮ | ૨૧ | ચ્યવણ૦ | ચ્યવણા૦ |
| ૮ | ૨૨ | ૦નેહો રે | ૦નેહા રે |
| ૯ | ૨૩ | રહેો રે | રહ્યા રે |
| ૧૦ | ૧૧ | ધરિ | ધર |
| ૧૦ | ૨૩ | પણિ | પણ |
| ૧૧ | ૧૧ | એ જિન૦ | જે જિન૦ |
| ૧૧ | ૧૨ | પકજે રે | પકજા રે |
| ૧૧ | ૧૮ | | |
| ૧૩ | ૪ | લોકતિક | લોકાતિક |
| ૧૬ | ૧૮ | બિત્તીસ માણિઓ | નિત્તી સમાગીઓ |
| ૨૦ | ૫ | એ ક ૫ કા | એક કન્યમા |
| ૨૩ | ૧૦ | દેહિ | દેહે |
| ૨૮ | ૯ | શશાંકુ | શશાંકુ |
| ૨૯ | ૨૨ | दहते | दहति |
| ૩૦ | ૬ | જે નર ઉ૦ | જે ઉ૦ |

| પાનુ | લીટી | અશુદ્ધ | શુદ્ધ |
|---|---|---|---|
| ૩૪ | ૩ | જયધર્મ૰ | શ્રીજયધર્મ૰ |
| ૩૪ | ૧૧ | બાણુસંગિખા | બાણુસંગિખા |
| ૩૪ | ૨૨ | ગીડા અવ૰ | ગીડા સ ા અવ૰ |
| ૩૫ | ૬ | ભાગીઈ | ભગીઈ |
| ૩૬ | ૧૭ | કહેઈ | કરેઇ |
| ૩૭ | ૬ | સીમધર૰ | શ્રીસીમધર૰ |
| ૩૭ | ૨૩ | ચનિઉ | વનિઉ |
| ૪૧ | ૮ | લનના કહિ | લનના ઈમ કહિ |
| ૪૧ | ૧૮ | માગ | મોગ |
| ૪૩ | ૨૦ | ઢાલ ૩૬ | ઢાલ ૩૬<br>આદિ છત્રપતિ ગા ઢી–એ દેશી |
| ૪૫ | ૨૨ | ૰મત્તા | ૰મત્તો |
| ૪૬ | ૫ | ते હવિ | તુ હવિ |
| ૪૭ | ૧૩ | मेरु–गति૰ | मेरुर्गत૰ |
| ૪૮ | ૨૧ | ૰પર્શોત્તમ | ૰પરુશોત્તમ |
| ૫૦ | ૧૨થી૧૭ | इति श्रीसीमधर–स्वामि-<br>शोभा–तरगे पचम<br>चरमोल्लासः समाप्त ॥<br>इति श्रीशोभातरग ॥छ॥<br>सपूर्ण ॥छ॥॥छ॥श्री॥<br>॥छ॥ ॥छ॥ श्री ॥छ॥<br>साहानी साहिब श्री<br>तेजपाउजीकृतम् ॥ | इति श्रीसीमधर–स्वामि<br>शोभा–तरगे पचम<br>चरमोल्लास॰ समाप्त ॥<br>इति शोभातरग<br>सपूर्ण ॥<br>बाई रूपाई पठनार्थ ॥<br>पत्तने सा॰ कल्याणेन<br>चित्रावित ॥ |

# સદ્‌ગ્રંથોનું માહાત્મ્ય

સદ્‌ગ્રંથોનું મનન એટલે—

—આત્મદર્શનની દીક્ષા

—જીવનશોધનનું મંગલાચરણ

—દ્રવ્ય ક્ષેત્ર કાળ ને ભાવના રંગનું મિલન

—સાત્વિક જ્ઞાનની પુષ્ટિ—પ્રૌઢ—પ્રતિભાની પ્રાણપ્રતિષ્ઠા

—મુક્તિ મહિલાના પાણિગ્રહણના મહોત્સવના શ્રીગણેશ

× × × ×

અંતર્યામીના ઉદ્‌ગાર ને સાક્ષાત્કાર

સદ્‌ગ્રંથનું નિદિધ્યાસન એટલે—

—આત્મગગનમાં ઝળહળાટ

—આત્માનંદના આસ્વાદનો પ્રારંભ

—શુદ્ધાત્મસ્વરૂપપ્રાપ્તિ માટેનું અમોઘ ઉત્થાન

—આત્મિક તેજપુંજની ઝગમગતી જ્યોતિનું દિગ્દર્શન

× × × ×

સદ્‌ગ્રંથોને વાચા નથી છતાં મુશ્કેલીના સમયે તે અમૂલ્ય સલાહ આપે છે. તેને હાથ ન હોવા છતાંય તે દુઃખી જનોનાં આંસુ લૂછે છે.

× × × ×

સદ્‌ગ્રંથો કલ્પવૃક્ષ સ્વરૂપ છે. એની પાસે જે માંગીએ તે મળે છતાં તેથી વંચિત રહેવું એ એક ખેદનો વિષય છે.

—પાકેટ સાર્થ તત્ત્વાર્થસૂત્રની પ્રસ્તાવનામાંથી

તરંગ શબ્દથી શરૂ થતી જૈન કૃતિઓ પણ કઈ છે એ વિચારતાં પાદલિપ્તસૂરિકૃત તરંગવઈ (સં તરંગવતી) અને એના આધારે રચાયેલી તરંગલોલા એ બે નામ સ્ફુરે છે જે કૃતિના નામના અંતમાં તરંગ શબ્દ આવતો હોય એવી ૧૮ જૈન કૃતિ હોય એમ સ્ફુરતું નથી ગણી સોમપ્રભસૂરિએ તથા દિવાકરે પણ રચેલી વૈરાગ્યતરંગિણી, રત્નમંડનગણિકૃત ઉપદેશતરંગિણી, વિનય સોમદેવે રચેલી અધ્યાત્મતરંગિણી, અમૃતચન્દ્રે રચેલી અધ્યાત્મતરંગિણી નામની સમયસારની ટીકા વિ સં ૧૫૬૦માં જ્ઞાનભૂષણે રચેલી તત્ત્વજ્ઞાનતરંગિણી, ઉપાધ્યાય ધર્મસાગરગણિવિરચિત તત્ત્વતરંગિણી (સં તત્ત્વતરંગિણી) અને ન્યાયાચાર્ય યશોવિજયગણિની નયોપદેશની ન્યાયામૃતતરંગિણી નામની સ્વોપજ્ઞ વૃત્તિ એમ વિવિધ કૃતિઓના નામના અંતમાં તરંગિણી શબ્દ છે ખાસ આવી ૧૮ કૃતિ ઉપરથી પ્રસ્તુત કૃતિનું નામ યોજાયું હશે

ગ્રંથ વિભાગ—

શ્રીમંધરસ્વામિ-શોભાતરંગ નામની આ કૃતિ પાંચ વિભાગોમાં વિભક્ત કરાઈ છે એમ જો ગ્રંથ જોતાં લાગે પરંતુ ખરી તો ત્રણ જ વિભાગ છે અને પુષ્પિકાઓ જોતાં એમ જ લાગે છે પુષ્પિકામાં આ પ્રત્યેક વિભાગને ઉલ્લાસ કહ્યો છે ૧૮મા પદ્યે પ્રથમ ઉલ્લાસ પૂર્ણ થાય છે ૩૦મા પદ્યે દ્વિતીય ઉલ્લાસ પૂર્ણ થતાં જે પુષ્પિકા અપાઈ છે, તેમાં દ્વિતીય શબ્દ ન વાપરતાં મધ્યમ શબ્દ વપરાયો છે એવી રીતે અંતમાં—૪૫મા 'તૃતીય'ને બદલે ચરમ શબ્દ યોજાયો છે આમ અહીં ત્રણ ઉલ્લાસોનાં અનુક્રમે પ્રથમ, મધ્યમ અને ચરમ તરીકે ઉલ્લેખ છે.

સંપૂર્ણ કૃતિ ૪૫ પદ્યમાં રચાઈ છે એમાં ઉલ્લાસદીઠ પદ્યની સંખ્યા અનુક્રમે ૧૮, ૧૨ અને ૧૫ છે

**પરિમાણ—**

સંપાદકે આ કૃતિના સંશોધનાર્થે [1]બે હાથપોથીઓનો ઉપયોગ કર્યો છે એ બેમાંથી એકેમાં ગ્રંથાગ્ર નથી આ હાથપોથીઓ જોતાં આનું પરિમાણ આસરે [2]સાડાછસો શ્લોક જેટલું જણાય છે

**પુષ્પિકા—**

પ્રત્યેક ઉલ્લાસને અંતે જે પુષ્પિકા છે તેમાં પંચમ શબ્દ જોવાય છે ઉદાહરણાર્થે પ્રથમ ઉલ્લાસની પુષ્પિકા અહીં રજૂ કરું છું

“इति श्रीसीमन्धरस्वामिशोभातरगे पचमप्रथमोल्लास समाप्त ”—પૃ ૧૮

આમ જે ‘પંચમ’ શબ્દ વપરાયો છે તેનો શો અર્થ છે એ પ્રશ્ન સહજ ઉદ્ભવે છે પંચમ એ સંસ્કૃત શબ્દના નીચે મુજબના અર્થ કોશમાં જોવાય છે —

(૧) પાંચમો (૨) ચતુર (૩) સુંદર તેજસ્વી (૪) સ્વરસપ્તકમાંનો પાંચમો સ્વર (૫) એક રાગનું નામ અને (૬) સંભોગ

ગુજરાતીમાં પંચમથી પાંચમી—નિમ્ન વગેરે લોકોની જાતનું—વર્ણનું ગણાતું એવો અર્થ પણ પ્રચાર છે

વિશેષમાં કોકિલને પંચમાસ્ય કહે છે

અત્ર ‘પંચમ’ શબ્દનો સુંદર અર્થ માનીએ તેમ બીજા અર્થો તો અપ્રસ્તુત જણાય છે આથી એક કલ્પના કરવા હું પ્રેરાઉં છું

---

૧ ત્રીજી હાથપોથી તો મૂળ કૃતિ છપાયા બાદ મળી છે જુઓ પૃ ૫૫ (પરિશિષ્ટ ૧૦)

૨ ત્રીજી હાથપોથી પ્રમાણે તો [illegible] શ્લોકનું છે જુઓ પૃ ૫૬ (પરિશિષ્ટ ૧૦)

પ્રથમને બદલે 'અપ્રથમ' એવો શબ્દ હો અને એ તો સોરઠ
ના અવગ્રહનું ચિહ્ન હાથપોથીના લેખકે નહિ આપ્યું હોય એમ હોય
તો પણ એથી કંઈ વિશેષ અર્થ જણાતો નથી

શ્રીજી કહતા એ સૂચવે છે કે હાથપોથીમાં અમુક અક્ષર નકામા
લખાયા હોય તો એને માથે મીંડું મુકાય છે આ દૃષ્ટિએ વિચારતા
'પ્રથમને બદલે 'ચમ' કે પછી અન્યમ શબ્દ છે એમ માનીએ તો ય
એનો યુક્તિગત અર્થ જણાવો બાકી રહે છે 'ગીતુ અને ખાતુ એ જ
અર્થવાળા चम् ધાતુ પરથી चम શબ્દ બની શકે, પણ એથી શું ?

કલ્પનાના આવા વિષમ વમળમાંથી બહાર નીકળવાનો એક માર્ગ
તો આ કૃતિના કર્તાને હાથે લખાયેલી હાથપોથી કે એનો પ્રથમાદર્શ
જો કોઈએ તૈયાર કર્યો હોય તો તે મેળવવા પ્રયાસ થવા ઘટે જેથી
લિપિભ્રમનો તો દોષ નથી એ વાતનો નિર્ણય થઈ શકે બાકી અત્યારે
તો આ કોયડો અણઉકેલ્યો રહે છે

વિષય—

તીર્થંકર આદિ પાંચ પરમેષ્ઠીઓ તેમ જ સરસ્વતી દેવીને
પ્રણામ કરી કવિ અભિધેયનો નિર્દેશ કરે છે અહીં જે તીર્થંકરો
છે તે 'કનકસમવર્ણા' એવું વિશેષણ વાપર્યું છે તે તો બધા
તીર્થંકરો અંગે ઘટે તેમ છે, પરંતુ કનક-કેતકી-કંતિ એ આલંકારિક
વિશેષણ જણાય છે, કારણ કે આગમોમાં વર્તમાન ચોવીસીના
સમસ્ત તીર્થંકરોનો વર્ણ એકસરખો નથી **પદ્મપ્રભસ્વામી** અને
**વાસુપૂજ્યસ્વામી** એ બે રક્ત વર્ણના છે **ચન્દ્રપ્રભસ્વામી** અને
**સુવિધિનાથ** શ્વેત છે **મલ્લિનાથ** અને **પાર્શ્વનાથ** નીલ છે, **મુનિસુવ્રત
સ્વામી** અને **નેમિનાથ** શ્યામ છે, અને બાકીના સોળ તીર્થંકરો
તેમ જ વીસ વિહરમાણ તીર્થંકરોનો વર્ણ સુવર્ણ જેવો છે

**કામગજેન્દ્રની [1]કથાની આધારતા અને પ્રસિદ્ધિ—**

કવિએ પોતાની કલ્પનાશક્તિથી કામગજેન્દ્રની કથા ઉપજાવી કાઢી નથી પણ એમની કુશળતા અનુસાર ગોઠવી છે પણ કેમ કે આ કથા રત્નશેખરસૂરિકૃત સંસ્કૃત ચંપૂ નામે કુવલયમાલામાં આવેલી છે અને આ ચંપૂનું મૂળ તે વિ. સં. ૮૩૫માં દાક્ષિણ્યચિહ્ન સૂરિ ઉર્ફે ઉદ્દ્યોતનસૂરિએ જઈણ મરહઠ્ઠી (જૈન મહારાષ્ટ્રી)માં રચેલી કુવલયમાલા છે. એમની પૂર્વે આ કથા કોઈએ આપી હોય તો તે જાણવામાં નથી. ગુજરાતી સાહિત્યની દૃષ્ટિએ વિચાર કરીએ તો પ્રસ્તુત કૃતિથી પ્રાચીન એવી કોઈ ગુજરાતી કૃતિ જણાતી નથી જેમાં આ કથાને સ્થાન અપાયું હોય. આ સંજોગોમાં કવિ આ કથાને પ્રસિદ્ધ કરે છે તે સમુચિત છે. એમના પછી થયેલા કોઈ કવિએ આ કથાને અપનાવી હોય તેમ જણાતું નથી. ગમે તેમ પણ આ પ્રસ્તુત કૃતિથી આ કથા વધારે જાણીતી બનશે એ નિર્વિવાદ સ્પષ્ટ છે અને એ માટે સંપાદક અભિનંદનને પાત્ર છે.

**કુવલયમાલા (સં.) સાથે પ્રસ્તુત કૃતિનું સંતુલન—**

સીમંધરસ્વામિશોભાતરંગ નામથી આ પ્રસ્તુત કૃતિમાંના પ્રથમ ઉલ્લાસો તેમજ એના ચરમ ઉલ્લાસની ગાથા ૪૦–૪૨ને બાજુ ઉપર રાખીએ તો આ કૃતિના અવશિષ્ટ ભાગ (મધ્ય અને ચરમ ઉલ્લાસ)માંની વિવિધ બાબતો કુવલયમાલા(સં.)માં નજરે પડે છે.

કામગજેન્દ્રનું પૂર્વ ભવનું નામ મોહદત્ત છે. એના આ ભવની કથા આ બંને કૃતિમાં છે જો કે ક્રમમાં કેટલોક ફેરફાર છે.

પ્રસ્તુત કૃતિની ૩૨મી ગાથામાં શરૂઆતમાં અન્ય
સાથે એનો મોહમ ઉલ્લેખ છે જ્યારે કુવલય

૧ આ કથા ગુર્જર ભાષાનુવાદમાં સંક્ષેપે અપાઈ
કોઈ બાબત સં નોંધાઈ છે (જુઓ પૃ. ૧૨૪)

વિ સં ૮૧૬મા જયસિંહસૂરિના હાથે રચાયેલ ધર્મોપદેશમાલાવિવરણપૂર્વક રચાયેલી ધર્મોપદેશમાલા(પૃ ૧૮૧)મા થયો છે. ઉલ્લેખ આથી જણાય છે કે આ હિસાબે આ દૃષ્ટાંત ગરુડ અભિપ્રાય નેમ જેટલું તો પ્રાચીન ગણાય

વિ સં ૯૮૯મા દિગંબર આચાર્ય હરિષેણે રચેલા બૃહત્કથાકોશમા ૬૬મા વિષ્ણુદત્ત-કથાનકમા પૃ ૧૫૨મા ઉત્તરાર્ધ તો ઉપર મુજબ જ છે પરંતુ પૂર્વાર્ધ ભિન્ન હોવાથી એ નોંધું છું —

"नीयमान स्व(सु?)पर्णेन, नाग पुण्डरिकोऽब्रवीत् ॥"

આ બૃહત્કથાકોશના કે ધર્મોપદેશમાલાના સંપાદકે આ દૃષ્ટાંત વિષે કશો વિશેષ પ્રકાશ પાડ્યો નથી—એના ઉપર કશું ટિપ્પણ પણ કર્યું નથી આથી આ સંબંધમાં હું થોડુંક કહીશ

વિશ્વસાહિત્યની એક અણમોલ કૃતિરૂપ અને દુનિયાભરમાં જેના ઘણા અનુવાદો થયા છે[1] એવા પંચતંત્રની રચના ઈ સ ૧૦૦થી ઈ સ ૫૦૦ના ગાળામાં થઈ હશે એમ મનાય છે આ કૃતિ આજે મૂળ સ્વરૂપે જળવાઈ રહી નથી પરંતુ એની મૌલિક કે અનુદિત પાઠરૂપ વાચનાઓ મળે છે સોમદેવભટ્ટ ગુણાઢ્યકૃત બૃહત્કથા યાને વડ્ડકહાનો સંક્ષેપ કરી કથાસરિત્સાગરની યોજના કાશ્મીરમાં અભિરામમા ક્રમમા કરી છે એમાના શક્તિયશા લંબકમા કથાંક ૮૪થી ૧૪૦મા પંચતંત્રની કથાઓ જોવાય છે

આ કથાસરિત્સાગરનું સંપાદન પંડિત દુર્ગાપ્રસાદ અને કાશીનાથ પાંડુરંગ પરબે કર્યું છે એની ચોથી આવૃત્તિ મુંબઈથી ઈ સ ૧૯૩૦મા બહાર પડી છે એમાં પૃ ૩૨૦મા ગરુડ અને નાગની કથા છે તે જ અત્ર પ્રસ્તુત હોય એમ જણાય છે કથાસરિત્સાગરનો ટૉની અને

---

૧ આ ભારતીય કૃતિના જગતભરની ૬૦ ભાષાઓમા—ભારતીય લગભગ ૪૫ ભાષામા બસો કરતાં એ વધારે સંખ્યામા અનુવાદો અને રૂપાંતરો થયા છે

૨ આનો પરિચય મેં પાઇય (પ્રાકૃત) ભાષાઓ અને સાહિત્ય નામના મારા પુસ્તક (પૃ ૧૯૨-૧૯૫)મા આપ્યો છે

આ કથાના અંતમાં એવો ઉલ્લેખ છે કે ડાહ્યા પુરુષે સ્ત્રીને ગુપ્ત વાત વિશ્વાસપણે કહી કહેવી નહિ

આમ કહી ફરીથી પાછા ૩ગોમુખ મુગ્ધ-કથા કહેવા માંડી

ભાષા—

પ્રસ્તુત કૃતિ ૪મુખ્યતયા ગુજરાતી ગિરામા અને તે પણ વિક્રમની સત્તરમી સદીની જૂની ગુજરાતીમા રચાઇ છે ગુજરાતી ગિરા એ અપભ્રંશની પુત્રી છે, અને અપભ્રંશ એ 'પાઇય(સં પ્રાકૃત)ની પુત્રી છે એટલે ગુજરાતીમા પાઇય શબ્દો વિશેષત નજરે પડે એ સ્વાભાવિક છે તેમા પણ આ કૃતિના પ્રણેતા જૈન હોવાથી એનું પ્રમાણ અધિક જણાય છે કેમકે જો કે જૈનો સંસ્કૃત અને પાઇય એ ઉભય ભાષાનું ગૌરવ માનનારા અને વધારનારા છે તો પણ એમના દૈનિકાદિ ક્રિયાકાંડની ભાષા મોટે ભાગે 'પાઇય છે એટલે એને અંગેના શબ્દો-ખાસ કરીને ૫પારિભાષિક શબ્દો' એમાં તરી આવે છે

ને ને બદલે નિ (પૃ ૩૬૦) વ ને ને સ્થાને વ નિ (પૃ ૨) જેમ મે અર્થમા જિમ (ક ૩) મે'ની જગાએ મિ (ક ૧૪) ઇત્યાદિ પ્રયોગો છે એ તો ઠીક પરંતુ ક ૭મા 'તમારી એ અર્થમા તુમ્હની એવું રૂપ વપરાયું છે એ નોંધપાત્ર જણાય છે કેટલાક જૈન તેમજ અજૈન ગ્રથકારોએ ચો, ચી જેવા પ્રત્યયોનો ઉપયોગ કર્યો છે આ બાબત મે મારા ૬એક લેખમા વિચારી છે એમા જે ઉલ્લેખો છે

૩ આ નર વાહન દત્તનો મિત્ર અને મત્રી થાય છે

૪ આમ કહેવાનું કારણ એ છે કે ચાળીસમી ઢાળ સંપૂર્ણતયા સંસ્કૃત ભાષામાં છે આ ઉપરથી કવિનું સંસ્કૃત ભાષા ઉપર કેવું પ્રભુત્વ છે તે જાણવા મળે છે

૫ જુઓ પરિશિષ્ટ ૮ નામે 'કઠિન-શબ્દ-કોશ' ગત કાળા અને મોટા અક્ષરે છપાયેલા શબ્દો

૬ 'જૈન કૃતિઓમા ચો ચી ચુ ને ચે પ્રત્યયોનો પ્રયોગ' એ નામથી આ મારો લેખ જૈ સ પ્ર (વ ૧૨ અ ૮)મા છપાયો છે

ચદ્ર-કલાઈ જિમ પાથોધિ, કૈરવણી મોદ-ધારી ।
જિમ ઘનાઘન ઢકી દેખી, ભૂપણુ નિજ મનોહારી-રે લોગા૦ ॥૭॥

બહુલા પુન્ય વિના કોણ પામિ, એહવુ પર-ઉપગારી ।
માનૂ ધર્મ એ મૂરતિવતુ ધિન નમિ નર નારી-રે લોગા૦ ॥૮॥

આનદ-સાગર મુઝનિ રવિ, પ્રીતિ ઘણી મુનિ પાયિ ।
જગ(ગુ)રુ પુરિસોત્તમ બોલાવીશિ તવ સુખ મુઝ કોણ થાસિ રે લોગા૦ ॥૯॥

અમી રસાયણ આગના રે, માથનાય ગુરૂ [1]બોલિ ।
માનિ સુકુલીણ ઉત્તમા રે, તેહનિ નિત રગરોલ રે-રે લોગા૦ ॥૧૦॥

વસુના આભરણ નગ રે, લખિમી નર-શણગાર ।
લખિમી આભરણ છિ દાન, દાન ભૂષણ અણગારે રે-રે લોગા૦ ॥૧૧॥

સુરતરૂ વછિ જગિ યોધા રે, વૈદ્ય પીડિત પથ ।
મૃતક બહુલા વાડના રે, એમ સુભિખ નિગ્રથ રે-રે લોગા૦ ॥૧૨॥

ખુન ગવિ હુરઘ હુનિ રે, તે નિપ થાઇ નાગિ ।
તેણિ પાન પ્રમાણી(ણી)રે, તિમ ઘન અ મનિબ ભાગિ રે-રે લોગા૦ ॥૧૩॥

એકિ અક્ષર પદડુ રે, જુ ગુરૂ તુસી દેઇ ।
જિમ અધારિ દીવડુ રે, ફરી ફરી પોતિ કહેઇ-રે લોગા૦ ॥૧૪॥

ઈમ હરખતુ મુનિ કહુનિ આવિ, તાતાદિક વર્ત્તસો ।
પૂછિ તવ બોલિ ઋષિ-રાજ્ઞે, મુખ-ચદા ઝલકતુ-રે લોગા૦ ॥૧૫॥

વનિતાદિક સુણુત કહિ યતી, સબધ જગકુ બધુ ।
ઘન-ઘોર-ગર્જિત-નાદિ, શોભિ પીયૂષ-ધાર-સિંધુ-રે લોગા૦ ॥૧૬॥

। इति श्रीसीमधर-स्वामि-शोभा-तरगे पचम-स योल्लास समाप्त' ॥

---

[1] બોલ

ઢાલ ૨૯

ઇશાનેન્દ્ર બોલિ લીઈ-એ દેશી

કોસલ-દેશ સોહામણુ, કોમલા નગરી સારી રે ।
કોસલ ગજ સુદર, તોસલ સુત મનોહારી રે ॥ ૧ ॥

સીમંધર જિન ભાખિ સુણ જનનિ હિતકારી રે ।
બારિ [1]પરદ સાભલિ, સુર-નરકે દુખ વારી રે-શ્રી સીમંધર૦ ॥૨॥

તેણિ નગરિ નંદન સેઠી, નનરેખા છિ નારી રે ।
પુત્રી સુવર્ણદેના અછિ, વિદેમ-પતિકા વય ભારી રે-શ્રી૦ ॥૩॥

દ માદન-તાપન-સહી, શોષણ-સ્તંભન-જેહ રે ।
સંમોહન-પંચ બાણ એ, જગનિ દુખ દિ તેહ રે-શ્રી૦ ॥ ૪ ॥

રાજ-પુત્ર-વ્યભિચારથી, ગર્ભવની વનિ જાઈ રે ।
તોસન પણ વલિ તે માટિ, પાડલિપુરી રહાઈ રે-શ્રી૦ ॥ ૫ ॥

મા ગિ યુગલ જનમીઉં પુત-પુત્રી દુ ખ થાઈ રે ।
નામ-મુદ્રા બાધી કરી, શોચ-કરણુ જાઈ રે-શ્રી૦ ॥ ૬ ॥

ઢાલ ૩૦

ગગ-ગમગિરી ખિન દૂખ નંદાતણી-એ દેશી

નવ-પ્રસૂતા વાઘિણી-સુણિ ગોયમા', બાલક લેઈ જાય-સુખકારિમા ।
[2]પથિ જાતા પુત્રી પડી-સુણિ૦, પાડલિપુરનુ રાય-સુખ૦ ॥૧॥

તંસ દૂનિ આવત ગ્રહી-સુણિ૦, નિરપત્યા નારી દીદ્ધ-સુખ૦ ।
વનદત્તા નામ ઠવિઉં-સુણિ૦, અતિ-ઘણુ-ઉચ્છવ કીદ્ધ-સુખ૦ ॥૨॥

કુમર સહિત વાઘિણી દીઠી-સુણિ૦ માગી નૃપનિ પુત્રિ-સુખ૦ ।
બાણિ હણી સુત લેઈ ચલિઉ સુણિ૦, નિજ-નારી એક સૂત્રિ સુખ૦ ॥૩॥

વ્યાઘ્રદત્ત નામ દેરવિ-સુણિં૦ લોક અતિ મોહ માટિ-સુખ૦ ।
મોહદત્ત નામિ વાધિ-સુણિ૦, સુદર દીસિ ઘાટિ-સુખ૦ ॥ ૪ ॥

સુવર્ણદેવા એહવિ આવિ-સુણિ૦, નવિ દેખિ નિજ-ઇંદુ-સુખ૦ ।
વ્યાઘ્રી-ભક્ષિત જાણી વલી-સુણિ૦, દૂત ગ્રહે પઈટ્ઠ-સુખ૦ ॥ ૫ ॥

નિજ-પુત્રી અણજાણની-સુણિ૦, પાલિ યૌવનિ આવિ-સુખ૦ ।
સુવર્ણદેવાદિ પગવરી-સુણિ૦, વનિ વનદત્તા આવિ-સુખ૦ ॥૬॥

મોહદત્તિ દેખી કરી-સુણિ૦, પરસ્પરિ પ્રીતિ જાણી-સુખ૦ ।
બહુવેલાઈ માતડી-સુણિ૦, ઓર નિજઘરિ આણિ-સુખ૦ ॥ ૭ ॥

ઈમદિનિ વનિ આવિય દીઠિ-સુણિ૦ બાકી સર્વ વર્ત્તાંત-સુખ૦ ।
પ્રત્યક્ષ તિઓ અનુભવિઉ-સુણિ૦, સુઝ દીઠા-પર્યંત-સુખ૦ ॥ ૮ ॥

ઢાલ ૩૧

ગગ-ગુડી ઇક દિન નમિરાજાનુ હાથી-એ દેશી

મોહદત્ત એણિ કારણિ સંભલિ, પિહલૂ અકાર્જિ તાત હણિઉ ।
બીજૂ અમરજિ ભગિની વછી એહ સબ પા તુઝ ભણિઉ ॥૧॥

સુવર્ણદેવા નિ વનદત્તા, અધોમુખી સમલી રહી ।
ધિગ અજ્ઞાનપણૂ ! જ્ઞાની !, પાવન કીની સકલ મહી ॥ ૨ ॥

મોહદત્ત બોલિ ઋષિ-રાજન ! તુમ્હિ તુ હમ ઉપગાર કીઉ ।
એહ અજ્ઞાન ટનિ જે કારણિ, તે દીક્ષા તુમ્હિ હમકૂ દીઉ ॥ ૩ ॥

તવ મુનિરાજિ શિરા મુખિ લીધી દંત-મણિ-ધૃણિ તન ઉચ્છળી ।
હારીભૂત થઇ ઝલકતી, મોતીન માલા દંત-કલી ॥ ૪ ॥

અથવા લોક-ઠારણકૂ કાજિ, મેઘકી માલા આઈ બની ।
રૂપ-ગુણિ ઝલકતુ દેખી, માનૂ વરશિ સુગતિ-કની ॥ ૫ ॥

એહી મુદગતાદૂ સાગર, મોહ-સાગરકું નાવ બન્યુ ।
સબ જગકુ દુખ ઉદ્ધરવાનિ, વાણિ-વહ્નિજ પાપ હન્યુ ॥ ૬ ॥

હું યતી દૂ ચારણશ્રમણો, તેણિ નાપૂ દીષ્ય સટી ।
શ્રી શત્રુંજય તીર્થ જાતા તુઝનિ દેખી આવ્યુ વહી ॥ ૭ ॥

પુંડરીક-નિ-પાન-પ્રભુજી,-પ મેષ્ટિ-પર્યુંનણ રે ।
પચખાણ-પૌશહુ-નિ-પૂજા,-પડિક્રમણુ-પ્રતિલેખણ રે ॥ ૮ ॥

પ્રમાર્જન-પોથી-નિ-પાખી,-નેર પમાર નિર્દ્દ્ષણો રે ।
એ દુર્લભ પુન્યરતા પામિ, માનૂ પૌહવિ-ભૂષણા રે ॥ ૯ ॥

અવધિજ્ઞાન-બલિ કરિ જાણી, પ્રતિબોધ્યા તુઝનિ આવી ।
હવિ કૌશબી નગરી જઈનિ, નર્મનંદન મુનિ મનિ ભાવી ॥૧૦॥

દીક્ષા દેશિ તુઝ મોહદત્તા !, ઈમ કહી મુનિ ગગનિ ચાલિઉ ।
તવ ઋષિ-પાસિ ચારિત્ર લેઈ, અખંડ-ધાર પાલિ માહલિઉ ॥૧૧॥

ઢાલ ૩૨

રાગ-મલ્હાર સમોસરણિ બિઠા-એ દેશી

અન્ય ચ્યાર ચારિત્રી સાથિ, દીક્ષા પાલિ સુદ્ધાચાર ।
અનશન લેઈ સુધર્મિ કલ્પિ, પામિઉ દેવતણુ અવતાર-અન્ય૦ ॥૧॥

મોહદત્તાદિક દેવ સુધર્મ્મી, સમોસરણિ ધર્મ્મજિનકે સાર ।
કૌતક-વાણિ અપૂર્વ પ્રભુકી, સ ભલી વૃષ લોચન અધિકાર અન્ય૦ ॥૨॥

ઈદ્રિ આખૂ નિજ-કરિ લેઈ બોલિ સુધા-તરગી વાણિ ।
ધર્મ-જિનો બોલિ-"હુમ સમ થી, તુમ્હકૂ છિ પ્રથમ નિર્વાણિ"
અન્ય૦ ॥ ૩ ॥

દેખુ સકલ-સુર-સુર-ઈદ્રા !, ધિન્ય ! એહી તિરિજંચની જાતિ ।
જાસ ઉપરિ ધર્મ્મજિનરુ તુઠા, અઊઠ કોડિ રોમ ચિ વ [illegible] ॥૪॥

જિન પ્રણમી અમરાપુરિ શોભયા, માંહોમાંહિ દીદ્ધ સંકેત ।
પાછલિ દેવ ગહિઉ પ્રતિબોધિ, ઇમ કરી ચાલિ મૃત્યુ સમેત અન્ય૦ ॥૫॥

મોહદત્ત જીવ પદ્મેશરો, રાજપુત્ર થઈ દીક્ષા લીદ્ધ ।
કાલિ દેવપણૂ પામીનિ, કર્મિ કામગજેન્દ્રો કીદ્ધ–અ ય૦ ॥ ૬ ॥

એણિ કાણિ પૂરવ-ભવ મિત્રિ, દેવિ પ્રતિબોધનનૂ માજિ ।
વિદ્યાધરી પ્રમુખ કરી કરણી આણિઉ મહાવિદેહકે રાજિ અન્ય૦ ॥૭॥

ઇત્યાદિક સીમંધરજીઈ, માહરૂ કહિઉ સકલ વ તંત ।
તવ અપ્પા તુઝ નિરતિ દીઠુ, પ્રિય સુંદરી ! એ દુખ અતિ અન્ય૦ ॥૮॥

કામગજેન્દ્ર કહિ સુણ સુંદરી !, ન વીસરિ સીમંધર-સામિ ।
સ્વપન અથવા સ્યૂ છિ સાચૂ ! એ સ દેહ ટાલૂ સુખ કામિ અન્ય૦ ॥૯॥

સૌમ્યપણિ શશિ નવિ જોડાઈ, ગંભીરિમ જલધિ, રવિ તાપ ।
ત્યાગિ વૈશ્રમણો, પ્રભુતાઈ, ઇંદ્રો એ રૂપિ સુમ-ચાપ-અન્ય૦ ॥૧૦॥

માધુર્યે પીયૂષ, બલ હરિ ગુરૂ ચાતુરી, ધીરિમ કરિ મેરૂ ।
વીર જો મલિ બીજા પાખંડી માનૂ કહીસ્યવસ્યૂ ફેરૂ–અ ય૦ ॥૧૧॥

ઢાલ ૩૩

રાગ–સામેરી એ હુ આસાર થૂ–એ દેશી

સુણિ સુભગે ! મુઝ સંભલિઉ, આજ અનોપમ વીરો ર ।
તીન ભુવન મણિ નાયકો, નહી કો ઉસથી ધીરો રે–સુણિ૦ ॥

ત્રૂટક

ધીર નહી કોઇ એહી બાલીઉ કનક ભુજ–દંડે સહી ।
મેરૂ–દંડ છત્ર ઉપમિ એક કરિ રાખિ મહી ॥
એહવુ વર્દ્ધમાન જિનવર, એહી થાનકિ આઈઉ ।
વીર કહિ તુ એહ સાચૂ, એહી પર–ઉપગારીઉ ॥ ૧ ॥

જગમિ મત્પુરૂના સહી, પર-ઉપગારિ નાતા રે ।
નિજ-દેહિ દુખ પામીનિ, પર-કાર્જિ જે માતા રે-જગમિ૦ ॥

ત્રૂ૦

માત તેહની વિય પણ તે, સ્વાર્થે બાલાભૂમિ કરિ ।
આમા ય પુરૂષા તેહ જાણ, હવિ ન૦ લાપ મકરિ ॥

સ્વારથિ પર-કાજ હણતા, કીર્ત્તિ-નોપિ બીહિ નહી ।
નિરર્થક પર-કામ ટેલિ, તેહ નનિ જાણૂ કહી ॥ ૨ ॥

જાતા લવના કહિ, સુણિ તૂ મોન નાથો રે ।
સત્ય કહિ હુ તૂ ક્યૂ કરિ, તવ કહિ વીર-વૃત સાથો રે-જાતા૦ ॥

ત્રૂટક

નારિ કહિ સુણિ સ્વામિ, તુઝ વિણુ એકલી હુ નવિ રહુ ।
હુઅ પણ સસાર છાડી, વીર આન્યા(ણા) શિર વહુ ॥
અહ કારણિ ગોયમા ! મુઝ પૂછવા એ આવીઉ ।
મુઝ વચનથી સત્ય જાણી, ગયુ કટકિ ભાવીઉ ॥ ૩ ॥

ઢાલ ૩૪

રાગ-મારૂ

તેણિ સમિ ગાતમ બોલિઆ રે, ગો તરૂઅર મણિ સાર ।
સભલિ માગ વીરજી ! તૂ દુખ-દાધા જલ-ધાર-
તુઝ મુખ ચદ્રમા રે ॥ ૧ ॥

ગુણ-મણિ-રત્ન-ભડાર, તૂ કેવલ-લચ્છી-હાર-તુઝ૦ ॥
નહીં વિણસિ ઈમ જાણીનિ રે વિધિ મુક્યા ગુણ પ્રેમ ।
તે માનૂ ભય રૂઠીઆ, તુઝ દીઠિ મુઝ પેમ-તુઝ૦ ॥ ૨ ॥
સ્વર્ગ-મૃત્યુ-પાતાલના રે, ઇદ્ર ધરિ ચિત્ત ખોવિ ।
લોચન કરે મુખ દશ-શત, જોવા ગણિવા બોલિ-તુઝ૦ ॥ ૩ ॥

અપાપ-મન મઠ-થકી પડિ રે, સ્વામી! કામગજેંદ્ર ।
સ્યૂ કરશિ જઈ સ્ત્રી કહનિ તવ બોનિ વીરજિનચંદ્ર-તુઝ૦ ॥૪॥
નાગીનિ સાથૂ સ્ત્રી ગે, માત પિતા પૂછત ।
સ્ત્રી-પરિવાર-સહિત ઈહા, આવીઉ (!) ગૌયમ ! સત-તુઝ૦ ॥૫॥
એકદિ વીર-ચરણા-બુજે રે કામગજેંદ્રો ભૃગ ।
દીક્ષ લીઈ વિ ગસ્યૂ રે, શ્રી જિનજીસ્યૂ રંગ-તુઝ૦ ॥ ૬ ॥
પૂર્વમિત્ર તે આવ્યૂ ર સાથિ કરિ ર વિહાર ।
અખંડિત-વૃત પાલતિ રે કિમ નવિ પામિ પાર-તુઝ૦ ॥ ૭ ॥
ભુવન-મોહન શ્રીવીરદૂ રે, એક-મના જે ધ્યાઇ ।
વર્દ્ધમાન-મુખ-ચંદ્રકી રે, ચૈતિ રહે લપટાઈ-તુઝ૦ ॥ ૮ ॥
વર્દ્ધમાન-મદ-પંકજા રે, નવ ઇનના રાજતિ ।
શોભા-હર કૌશિક-સુખ, વલી કુમુદ વિહસતિ-તુઝ૦ ॥ ૯ ॥
શ્રી સીમંધર-પ્રભુજીના રે કંઠ જે છેવતિ ।
તે માનૂ શેષ-નાગનુ, ફણિ મન્યુ પ્રગટતિ-તુઝ૦ ॥ ૧૦ ॥
વિવર-યુતા છિદ્ર વિના રે, દુખ-કૃત પણ સુખ-કાર ।
સદ્મલ દોષા-કર નહી, એહી અચરિજ સાર-તુઝ૦ ॥ ૧૧ ॥
અપવર્ગ નાપિ ઇધરે રે, જુ પવર્ગ-પરિવાર ।
તે આપિ સીમંધરો રે, નિર્દ્ધન નાપિ હાર-તુઝ૦ ॥ ૧૨ ॥

ઢાલ ૩૫

રાગ-કેદાર ઢાર-મન મુઝ હીણૂ થયૂ-એ દેશી

કામગજેંદ્ર-પ્રમુખા યતીએ, પંચ દીક્ષ પાલિ એક-મતીએ ।
વરસ ઘણા વિચરત ગયાએ, કર્મ દલિત બહુ કૃશ થયાએ ॥૧॥

પાચિ માયા નિર્જીવી-મુખ૦, પાચિ લોભ અસગ-સાધુ૦ ।
પાચિ તૃણ-મણિરૂ સમા-મુખ૦ પાચિ જિનસ્યૂ રગ સાધુ૦ ॥૩॥

પાચિ વાયુ-ગતિ ભલા-મુખ૦ પાચિ તપિ ક્રી સૂર-સાધુ૦ ।
પાચિ ચદન ચદ્રમા-મુખ પાચિ આનદ-પૂર-સાધુ૦ ॥ ૪ ॥

પાચિ પ મ-મોહામાયા-મુખ૦, પાચિ પકજ-શુદ્ધ-સાધુ૦ ।
પાચિ ના દ-નિર્મલા-મુખ૦ પાચિ ઇદ્રી રૂદ્ધ-સાધુ૦ ॥ ૫ ॥

પાચિ સધર જય-કા-મુખ૦ પાચિ મુગતિકૃ દીપ-સાધુ૦ ।
પાચિ કુલ-ઉદ્યોતના-મુખ૦, પાચિ ભવ-અતરીપ-સાધુ૦ ॥ ૬ ॥

પાચિ પરમ-સાભાગીઆ-મુખ૦ પાચિ અમૃતિક-મત્ર-સાધુ૦ ।
પાચિ સુખકી ઉવધી-મુખ૦, પાચિ યશકા તત્ર-સાધુ૦ ॥ ૭ ॥

ગાન ૩૭

ગગ મરી ક્સારી મુમ-એ દેશી

સમગજે દાદિ ચિતવે રે લાલ ॥
ધિન ધિન જન-અવતાર-મેરે પ્યારે રે, સીમંધર-વીર-સાગ-મેરે૦।
શોભા-સા રતાર-મેરે૦, જમથી પામ્યા પાર મેરે પ્યારે રે કામ૦ ॥૧॥

પિ઼ડનિ તુ શોભા દેખુ વીરડી અગિ અગિ સુખ-દાઈ-મેરે૦ ।
કુણ તુમ્હ શોભા વર્ણવિ રે લાલ, નિજ મતિસારૂ ગાઇ મેરે૦ કામ૦ ॥૨॥

જાસ મનોરથ ઉલનુ રે-લાલ, તે પામ્યા મન ષતિ-મેરે૦ ।
અનશનસ્યૂ કોણ લેઈ રે લાલ હમ દેહિઆઇ કતિ મેરે૦ કામ૦ ॥૩॥

મેરૂ-ગિરિ સગ પર્વતિ રે-લાલ સકલ-ધુનીમિ ગગ-મેરે૦ ।
દેવ-લોકમિ અચ્યુતો રે-લોલ, મૃગે મૃગાધિપ ચગ-મેરે૦ કામ૦ ॥૪॥

ચરમોદધિ જિમ સાગરિ રે વનમિ નદન રગ-મેરે૦ ।
જબૂદીપ જિમ-દીપમિ રે તેજે સૂર અભગ-મેરે૦ કામ૦ ॥૫॥

શાનિ-પ્રોતિમિ ચદ્રમા રે, સ્વ-સુમનિ અરવિંદ-મેરે૦ ।
યોદ્ધામે હ્રરિ દીપિઉ રે, વૈશ્રમણો દાન-કદ-મેરે૦ કામ૦ ॥૬॥

દનિ ચક્રી સોભિઉ રે, તપમિ જો અણગાર-મેરે૦ ।
પતિ-ષમા અરિહાઉ રે, સમ મનિ નવનાવ-મેરે૦ કામ૦ ॥૭॥

તિમ અણશણ સર્વ-ધમનિ રે, જે પામિ નર-નારી-મેરે૦ ।
તસકી Cઆર્ગ કીજઈ રે તે પાહચિ ભવ-પારિ-મેરે૦ કામ૦ ॥૮॥

ગીત ૩૮

રાગ-ગુડી

ઈક-દિન કામગજેકો મિતિ, થિગ એ! કામ અસાર ।
કાપુ અકાજિ કરતુ હુતુ, પૂરવ-ભવમિ અપાર ॥ ૧ ॥

ભવિયણ! ભાવ ધરીઈ સભલીઈ મોહ-વશિ જે બૂડા ।
ચૂલણી દ સુત-માન્ણ-બુધિ, માત-સનેહા કુડા-ભવિ૦ ॥

તાત-સનેહો તે પણ કકુ, કનક રથિ નિજ-પૂતા ।
પુત્રિ કોણી, બાધવિ જ્તા ભ ત-બાહુબલિ પૂતા-ભવિ૦ ॥ ૨ ॥

નારી-સગપણ સૂરીકતા, વલી પતિ-નારી પ્રમાણ ।
મિત્રપણિ ચાણાક્ય-પર્વતો, એહનૂ ન કરિ જાણ-ભવિ૦ ॥૩॥

સુભૂમો-નિ-પર્શુરામો, દ્વિજ-ક્ષત્રી-ક્ષય-કારી ।
નિજ-વાન્થ બાળપૂજતિ, પ્રથવી કીધી ભારી-ભવિ૦ ॥ ૪ ॥

એહી જગમે નહુકુ વિઢિ એક ન વિઢિ વીર ।
મેઘ-ટુખ મુનિ ન્યાણા ટાલ્યા, મૃગાવતી સુખ-ધીર-ભવિ૦ ॥૫॥

ઋષભદત્ત-નિ-દેવાનદા, આઈમત્તા-નિ-Cાઈ ।
ગિર-પુદ્ગલ-ખ ગો-જયતી, ગગેઉ-કાસોલ-ભવિ૦ ॥ ૬

અબાઠના વલી શિષ્ય માતમિ, વરૂણાગત તૂઉ સાર ।
સુનક્ષત્રો-સર્વાનુભૂતી, ઈત્યાદિક ગુણ-ધાર-ભવિ૦ ॥ ૭ ॥

હે વીર ! તુમ્હથી એ સબ, દુખથી મૂકાણી જન-કોડિ ।
તે હવિ હમકૂ કાં ન મૂકવુ, વીનવીઈ કર-જોડિ-ભવિ૦ ॥ ૮ ॥

ક્ષિતિ-વધૂ જાવ ધરિ અક્ષાણુ, ચિર નંદુ જિન-વીર ।
મેરૂ કરિ મરકત-મણિ-થાલ, ગગન ગણુ-ગંભીર-ભવિ૦ ॥ ૯ ॥

નક્ષત્રાક્ષત નિ નાલિકેર, ચંદ્રો તેહની કાંતિ ।
ચંદન છટિ વિરાજિત સૂરો, બાજૂગંધ ધ તિ-ભવિ૦ ॥ ૧૦ ॥

ઢાલ ૩૯

રાગ-કાનડો

ધિન ધિન કામગજેન્દ્ર-પમુહા, સબ જીવ-રાશિ ખમાવી રે ।
શ્રીમંધર-વીરજી-કે ધ્યાનિ, નિત્ય હિ મન ભાવી રે-ધિન૦ ॥૧॥
ચુરાસી લખિ જીવા-યોનિ, ભમતા કીધા પાપ રે ।
તેહ ષમાવત પરમાનંદિ શુક્લ-ધ્યાનકુ વ્યાપા રે-ધિન૦ ॥૨॥
પૂર્વ-સાધુની ભાવન કરતા, અતિ-શુભ-ભાવિ ચઢીઆ રે ।
વૈરાગ્ય-જલધિ-રંગ-તરંગિ, ઝીલિ ચારિત્ર-રંગીઆ રે-ધિન૦ ॥૩॥
સકલ-કર્મનુ ક્ષય કરીનિ, પામ્યા કેવલ-નાણ રે ।
લોકા-લોક-પ્રકાશી તે મુનિ, પોહુતા મુગતિ ભાણ રે-ધિન૦ ॥૪॥
કામગજેન્દ્રો દુખ મૂકાણુ, સીમંધર કે પ્રસાદિ રે ।
સકલ-સંઘનિ આણંદ-કારી, દિન-દિન સુખ-સંવાદિ રે-ધિન૦ ॥૫॥

ઢાળ ૪૦

અરણિકાના ૭૯ અદારણની દેશી

विश्व-वर सीमधर-सार, जन्म-जरा-भेद शिव-कार ।
सेइक-तुल्यो पे शम-मार, जीव ! चिर माया-द्रि-शतार ॥

पङ्कज-नेत्र चारू-विहार, मुक्ति-रमा-शातारमपार ।
मोचन पारावार-गभीर, मोहन ! माया-भू-चर-सीर
पङ्कज० ॥ १ ॥ ध्रुपद ॥

त्वा शुभ ! वदे देवमभीत, शौश(शि)क-रामा-वृंद-सुगीत
स्तौति गुणान् शतान् वर ! कस्ते, विश्व-विकाशे एक गभस्ते !
पङ्कज० ॥ २ ॥

सत्यकि-गोत्र-व्योम-पतग, दुग्ध-वृन्द-मान-भ्रम-सग ।
सौर्य(शौर्य)-गुणे पारींद्र-समान, धीर-गुणैर्मन्द-गति-मान
पङ्कज० ॥ ३ ॥

चपक-माला-शोभित-देह, देव-नत शाता-सुख-गेह ।
सेवक-सशाता-सुर-गेय, सामज-तेजो-भारमजेय
पङ्कज० ॥ ४ ॥

ઢાળ ૪૧

રાગ-સામેરી અલબેલાની દેશી

શ્રી સીમંધર ! તુમ્હ ગુણા રે, વર્ણવિવા નવિ જાણ
નિજ-મતિ-સાર-વર્ણવ્યુ રે. સાર ત્રિતાલીસ ઠાણ ॥

ત્રૂટ-

સાર નામ અનોપમ તાહરૂ, દીપ દિશિ વિજયો અતિ વારૂ ।
નગરી માત પિતા મન મોહિ, સોહાણા લક્ષણ પ્રભુજી સોહિ ॥૧॥
　　　　　　　　　　શ્રી સીમંધરજી રે ! તુમ્હ સ્તવતા,
દુખનુ પાર પ્રત્યય પામીઇ રે ।
રોગ શોગ સબ જાઇ, તેણિ કરી કામીઇ રે ॥

દિશિ-કુમરી ઇંદ્રા સહી રે, જન્મ જિનાતરિ સારો રે ।
ઉત્તરા-ધન-રાશિ હુવુ રે, પંચ-શત-ધનુર ઉદારો ॥

ત્રૂટ-

દાર-કર્મ નિ ઋષભો લંછન, દીયા-કાલો જગકુ વદન ।
દશરથ રાજા રાજ્ય કરતિ, રામચંદ્રજી અણુ જનમ નિ શ્રી સીમ૦ ॥૨॥

લોકાંતિક સંવચ્છરી રે, મહાદાન વસ્ત્ર વિચિત્રો ।
વધામણી બલ-રૂપની રે, લોકોત્તરતા પવિત્રો ॥

ત્રૂટ-

પવિત્ર તપો-માસ આઠ જ સુણીઇ, કોડિ-શત અણગાર જ ભણીઇ ।
નાણ દસ કેવલી વર દીપિ, અતિશય અતિશય-ગુણિ કરી જીપિ-
　　　　　　　　　　શ્રી સીમ૦ ॥ ૩ ॥

સાત અન્ય નગરી સહી રે, વિચરિ શ્રી જિન-રાજો ।
મોક્ષ ત્રીજિ ભાગિ રહિ રે મોક્ષાનરિ જિન-તાજો ॥

તાજ જિન-સત્તમ નિ અટ્ઠમ પાડિહિર ઋજુપદોત્તમ ।
રાજપિંડ-માસ-પર્યૂષણ, બલિ ગઢ કમલતણુ આકર્ષણ-
　　　　　　　　　　શ્રી સીમ૦ ॥ ૪ ॥

પૂરવ-લક્ષ ચુરાસીઆ રે, શ્રી સીમંધર આયો ।
એક-તાન કરી ગાવતા રે, સુજનિ હર્ષ ન માયો ॥

પરમ–સુખ–દાતાર ત્રિ–જગતનુ આધાર ।
વિશ્વ–ભૂષણ સાર, મોરા હ્રદયનુ તૂ હાર–ત્રિભોવન० ॥ આકણી ॥

જવ સુપનમાહિ ત મલિ, તવ હર્ષ–આનદ–પૂર ।
રગ–સાગરિ ઝીલતિ પણ નિકટ આવિ સૂર–ત્રિભોવન० ॥ ૨ ॥

આજ મુઝ આશા ફલી જવ દીઠ તોરી મુહાડિ ।
તુઝ દેખવા મુખ–ચદલુ, દો નયન કરત ફેહાડિ–ત્રિભોવન० ॥૩॥

તોરી વદન–શોભા–મદપિ, મોરૂ મન ભાવન–વેલિ ।
ધન–શામસ્યૂ જિમ વીજલી, ઝનકતિ કરતી ગેલિ–ત્રિભોવન० ॥૪॥

કોટિ–સૂરિય–ચોતિ અધિકી, તુઝ વદન દેતી હેલિ ।
તેજ–પુજ વિરાજતી, સેનકૂ રગરેલિ–ત્રિભોવન० ॥ ૫ ॥

[ આ સ્થળે ાવિડી નિપિમા લખેન બે પક્તિ જેટનો ભાગ છે ]

॥ इति श्रीसीमधरस्वामिशोभातरगे पचम चरमोल्लास समाप्त ॥

---

इति श्रीशोभातरग सपूर्ण ॥ छ ॥ छ ॥ श्री ॥ ञ ॥ छ ॥
श्री ॥ छ ॥ सामजी साहिव तेजपालजीकृतम् ॥
॥ छ ॥ इति शोभातरग सपूर्ण ॥
बाई रूपाई पठनार्थ ॥ पत्तने सा कल्याणेन चित्रावित ॥

---

શ્રુત-સિદ્ધાંતના પઠન-પાઠનાદિદ્વારા અનેક ભવ્ય જીવોના હિતકારી **શ્રી ઉપાધ્યાય મહારાજા,** આઠ પ્રવચન-માતાના પાલનમાં તત્પર આઠ મદથી રહિત મોક્ષમાર્ગના અનુક્રમે સાધક **શ્રી સાધુમહારાજા,** આ પાંચ પરમેષ્ઠીઓ અશુભ કર્મથી થનાર વિઘ્નોને હરનાર છે તેઓને ભાવપૂર્વક હું નમું છું તથા ભગવતી **શ્રી સરસ્વતી દેવી** મારા મુખમાં વાસ કરો જેથી કે અપ્રમેય ગુણગણધારી વિહરમાન પ્રભુ **શ્રી સીમંધરસ્વામીના** ગુણોનું દેવેન્દ્રોથી પણ અશક્ય-ગાન તેમના શોભા-તરંગોને વર્ણવવા સાથે સફલતાપૂર્વક કરી શકું

**કથા-પ્રારંભ**

**પુષ્કલાવતી વિજય વર્ણન**

આ જંબૂદ્વીપના મધ્ય ભાગે બન્ને બાજુ ત્રણ ત્રણ શૈલ તથા વર્ષધર પર્વતથી સુશોભિત **શ્રી મહાવિદેહક્ષેત્રમાં** મધ્યભાગે રહેલ મેરુપર્વતથી પૂર્વ બાજુ આવેલ **પૂર્વ મહાવિદેહમાં પુષ્કલાવતી** નામના દેશથી અધિષ્ઠિત ૨૨૧૨$\frac{7}{8}$ યોજન પ્રમાણ પહોળી, તથા ૧૬૫૯૨ યોજન $\frac{2}{19}$ કલા પ્રમાણ પહોળી **પુષ્કલાવતી** નામની **આઠમી વિજય** આવેલ છે

જેમાં મુકુટ સમા **શ્રી સીમંધર** પ્રભુ હાલ વિચરી રહ્યા છે તથા જે વિજયની પૂર્વ બાજુ **નીલવંત વર્ષધર પર્વત,** દક્ષિણ બાજુ લવણ સમુદ્ર, પશ્ચિમ બાજુ **સીતા નદી** અને ઉત્તર બાજુ **એકશૈલ** નામનો ચોથો વક્ષસ્કાર પર્વત (જે ૭મી ૮મી વિજયના મધ્યભાગે છે) શોભે છે જે **વખારા પર્વત** ઉપર એકસો વીશ શાશ્વત ચતુર્મુખ જિનબિંબોથી સુશોભિત મનોહર **શાશ્વત જિનચૈત્ય** શોભી રહેલ છે તેને ભાવપૂર્વક નમી હું મારા જન્મો સફળ કરું છું

**પુંડરિકિણી નગરીનું વર્ણન**

તે વિજયમાં ૧૭૨૮ ગાઉ પ્રમાણ× વિસ્તારવાળી ધન–ધાન્યાદિ સમૃદ્ધિપૂર્ણ સુંદર શોભાવાળી પુંડરિકિણી નગરી છે જે નગરીના ઉત્તુંગ પ્રાસાદોના અગ્ર ભાગે ફરકતી ધ્વજાવાળા ધ્વજદંડો જાણે નગરીરૂપ નારીઓની સાથે પ્રાસાદોને પાણિગ્રહણ કરાવવા તાણી લાવતા ન હોય તેવા શોભે છે અને 'જાણે વિધાતાએ સ્વર્ગપુરી **અમરાવતી**ની સાથે સરખાવવામાં તોળતા શોભા અને સંપત્તિમાં વધુ હોવાથી આ નગરી નીચે જમીન પર આવી હોય અને **અમરાવતી**નું પણ આ નગરીની શોભા–સમૃદ્ધિ કરતા ન્યૂન હોઈ તે પુરી ઉપર સ્વર્ગમાં ગઈ એવી કલ્પના મહેકે જે નગરીની સુંદરતા સમૃદ્ધિ જોઈ પ્રેક્ષકો થાય જે નગરી અનેક મણિરત્નોથી શોભતા પ્રાસાદોની હારમાળાથી દિવસે શોભાયમાન તથા રાત્રે પણ અનેક હીરા માણેક મોતીઓના પ્રકાશથી દીપતી હતી તથા જ્યાંના ઉત્તુંગ જિનાલયોની ફરકતી ધજાઓ જાણે નગરીના સુલક્ષણા

---

× **પુંડરિકિણી** નગરીના વિસ્તારનું પ્રમાણ સંદિગ્ધ જણાય છે શાસ્ત્રોમાં ક્યાંય આવો ઉલ્લેખ ઘણી તપાસ કરવા છતાંય મળેલ નથી આવી વાત નિર્મૂળ સંભવે નહિ, કદાચ કોઈ સંપ્રદાયની માન્યતા સ્વરૂપ હોય છતાં **सिद्धस्य गतिश्चिंतनीया** એ ન્યાય મુજબ વિચારતા જણાય છે કે **શ્રી બૃહત્સંગ્રહણી** ગા ૨૮૯ પ્રમાણે શાશ્વત પદાર્થોનું માપ **પ્રમાણાંગુલ**થી માપવાની વ્યવસ્થા છે તો **શ્રી લઘુક્ષેત્ર સમાસ** ગા ૧૪૭માં જણાવેલ વિજયનું માપ **પ્રમાણાંગુલ**થી ગણી શાસ્ત્રકારે જણાવેલ નગરીનું માપ **ઉત્સેધાંગુલ** ગણીએ તો આપણી દૃષ્ટિએ બૃહત્તમ જણાતું નગરીનું ૧૭૨૮ ગાઉનું પ્રમાણ **પ્રમાણાંગુલ**થી ગણતા તો એકસો અઠ્ઠાવીશ ગાઉ અધિક એક યોજનનું જ આવે તે ત્યાંના મેરુ મનુષ્ય આદિની વિશાળકાયતા વિચારતા અસંગત ન જણાય આટલો ફેર પડવાનું કારણ ઉત્સેધાંગુલ કરતા પ્રમાણાંગુલ ચારસોગણું મોટું હોય છે એ માટે જુઓ શ્રી બૃહત્સંગ્રહણી ગા ૨૯૩

આ સિવાય શાસ્ત્રાનુકૂલ વધુ સ્પષ્ટ ખુલાસો કોઈ વિદ્વાનની જાણમાં હોય તો જણાવવા વિનંતી છે

જેમ ન લેતી હોય તેમ શોભે છે જ્યાંના બગીચાઓમાં પાણીના સિંચન વગર પણ સુંદર શોભની વૃક્ષરાજિઓમાં સ્ત્રી-પુરુષોના યુગલો સાનંદ વિચરી રહેલા છે ટૂંકમાં તે નગરીની છટા ઈન્દ્રધનુષ્યના રંગની અગર ભાગની જેમ સર્વ પ્રાણીઓના નેત્રો તૃપ્ત કરનારી અને ચન્દ્રના જેમ દિનપ્રતિદિન ચડતી કળાવાળી હતી

તે નગરીમાં પ્રજાજનોના હૃદયમાં ન્યાય નીતિ આદિ ગુણોથી આધિપત્ય ભોગવનાર શ્રેયાંસ નામનો રાજા શોભે છે જે ઘણો જ દાનેશ્વરી છે એની આગળ આવેલ ગમે તેવા અર્થી

**શ્રી શ્રેયાંસરાજાનું વર્ણન**

પરાઙ્મુખ થઈ ફરતું પડતું નથી માતૃકાક્ષરમાલા-(વર્ણમાલા-બારાખડી)માં આવતા **નકાર**નો તો તે રાજાએ સંગ્રહ કર્યો નથી અથવા તો માતૃકાક્ષરોના અભ્યાસ કાળે ભણેલા તે નકારને ભૂલી જ ગયો લાગે છે વળી તે રાજા તે જ દિવસો કૃતાર્થ લેખે છે જે દિને અર્થીઓની પ્રાર્થના પૂર્ણ કરી હાથને દાનના સુરમ્ય ભૂષણથી ભૂષિત કર્યો છે એટલે જ તે રાજાએ કોઈ દિવસ પણ કોઈની પ્રાર્થનાનો ભંગ કર્યો નથી

"ખરેખર! આ પૃથ્વી તેવા લોકોથી જ ભારે થાય કે જે લોકોએ સાધન-સામગ્રીસંપન્ન દશામાં શક્તિ ગોપવીને આસક્તિ-મોહને આધીન થઈ અર્થીની પ્રાર્થનાનો ભંગ કર્યો છે બાકી સ્થૂલ બુદ્ધિએ ભારરૂપ જણાતા પર્વત, જંગલો કે સમુદ્ર આદિથી પૃથ્વી ભારે નથી, તેઓ તો જગતના હિતાર્થે પોતાની સામગ્રી ગમે તેવા સંયોગોમાં પણ અર્પી જ રહ્યા છે"

વળી તે રાજા દાનેશ્વરી છતાં દાનગુણની પ્રાપ્તિ કરતાં પણ દુર્લભ નિરભિમાનતા ગુણથી શોભતો હતો તેથી જ ચન્દ્ર કરતાં પણ તે રાજાની કીર્તિ ઉજ્જ્વલ હતી ચન્દ્રને તો હરણનું નાનું પણ કલંક છે જ્યારે આ રાજા તો દાનેશ્વરી છતાં નિરભિમાની હતો તેથી જ સોનામાં સુગંધની જેમ રાજામાં ગુણોનો સુમેળ શોભતો હતો

મનહર વાણી વિગેરે સ્ત્રીત્વોચિત ઉત્તમ ચોસઠ કળાના નામ વિષે ઉત્પ્રેક્ષા કરતા જણાવે છે કે-તેણીને વિષે ચોસઠ કળાનો વાસ કેમ ન હોય? તેણીના હાથ-પગના ચાર અગ્રભાગોમાં જ સુંદર ગોળાકાર નખરૂપે ચાર પૂર્ણચંદ્રોએ વાસ કર્યો હતો-તો એકેક ચંદ્રની સોળ કળાના હિસાબે ચોસઠ કળાનો વાસ સ્વતઃ સિદ્ધ સમજે છે. વળી જેણીનાં લોચનયુગલ મૃગી-નયનની જેમ અતિ ચંચળ છતાં મર્યાદાથી બહાર નથી જતા-તે જાણે પાસે આવેલ કાનરૂપ ઊંડા કૂવામાં કદાચ પડી જાય તો બહાર કોણ તાણે-કાઢે? એ ભયથી જ તેઓ મર્યાદિત ચંચળતાવાળા હતા. જે કોકિલકંઠીના સ્નિગ્ધ-મધુર અવાજથી સારંગી-વીણા પણ કુરંગી બનેલ છે અને જેણીનું મુખકમળ તો સદા વિકસ્વર રહેતું બીજા કમળો દિવસે કે રાત્રે કરમાતાં હોઇ તેણીના મુખ સાથે ઉપમા માટે પણ સંગત થતાં નહિં.

પુણ્યકર્મના સંચયવાળી તે રાણીએ આ ચોવીશીના **શ્રી કુંથુનાથ** પ્રભુ તથા **શ્રી અરનાથપ્રભુના** અંતરામાં ચૌદ સ્વપ્નથી સૂચિત ત્રિલોકનાયક જ્ઞાનત્રયધારક તીર્થંકર પ્રભુને જન્મ

**શ્રી સીમંધરસ્વામી** આપ્યો. તે પ્રભુના જન્મથી દુઃખસાગરમાં નિમગ્ન જ રહેનારા નારકીના જીવોને પણ ક્ષણવાર આનંદ થયો તો બીજાની વાત જ શી કરવી? અર્થાત્ અનેક દુઃખીઓના દુઃખનો નાશ થયો. જન્મસમયે દિક્કુમારિકાઓ તથા ચોસઠ ઇંદ્રાદિક અસંખ્ય દેવોએ સ્વ-સ્વમર્યાદાનુસાર ભક્તિભાવપૂર્વક સ્નાત્ર-અર્ચન પાવન કર્યું. બાદ માતાપિતાએ આનંદપૂર્વક પ્રભુનું શ્રી સીમંધર એવું નામ સ્થાપ્યું. પછી *પાંચ ધાત્રીમાતાઓથી લાલિતપાલિત થતા તે બાલ-પ્રભુ બીજના ચંદ્રની જેમ પ્રતિદિન વૃદ્ધિ પામવા લાગ્યા.

---

*૧ ક્ષીરધાત્રી-બાળકને સ્તનપાન કરાવે તે
૨ મજ્જનધાત્રી-બાળકને સ્નાનાદિ કરાવે તે.
૩ મંડનધાત્રી-બાળકને સારા કપડા ઘરેણાં પહેરાવે તે

એક દિવસ માતાજી બાલ-પ્રભુ **શ્રી સીમંધરસ્વામીને** હાથમાં લઈ રમાડવા માંડી તે દરમ્યાનમાં માતાજી પ્રભુના ચ્યવન સમયે પોતે જોયેલા ચૌદ સ્વપ્નો રહસ્યસ્ફોટપૂર્વક વર્ણવી જન્મસમયે ચોસઠ ઈન્દ્રો કરેલ જન્મોત્સવના અધિકારો વર્ણવે છે

હે પુત્ર! જ્યારે તું ગર્ભમાં આવ્યો ત્યારે હું સુખ શયનમાં પોઢી હતી તે સમયે ચૌદની સંખ્યાના ‡વર્ગમૂળરૂપ ઉત્તમોત્તમ ચૌદ સ્વપ્નો મેં જોયેલા તેમાં પ્રથમ **ઐરાવણ હાથી** આવીને

**ચૌદ સ્વપ્નોનો રહસ્યસ્ફોટ**

મને બહુ આદરપૂર્વક નમીને બોલ્યો કે– હે સૌભાગ્યશાલિનિ! ધન્ય છે તારી કૂખને! કે જેણે દેવેન્દ્રોને પણ પૂજ્ય પ્રભુને ધારણ કરેલા છે તારા પુત્રની આગળ મારા સ્વામી-ઈન્દ્ર આવી રોમાંચવિકાસપૂર્વક સેવા માટે હાજર રહેશે તો પછી હે સ્વામિનિ! હું તેમની પહેલાં કેમ ન આવું? તમારા પુત્ર તો મુક્તિગામી છે માટે ધન્ય છે

ત્યારપછી **ધોરી-વૃષભ** આવીને મને કહે કે– તમારો પુત્ર ખરેખર ઈન્દ્રોનો પણ ધોરી-અગ્રેસર થશે

પછી વનરાજ **કેશરીસિંહ** જોયો કે જે મોટા મોટા યૂથો ત્રાસ પમાડનાર પરાક્રમવાળો નિર્ભય હતો

---

૪ ક્રીડાપનધાત્રી-બાલકના મનપ્રસાદ માટે વિવિધ ક્રીડા કરાવે તે

૫ અંકધાત્રી-બાલકને આખો દિવસ ખોળામાં રાખે તે

ઉપર મુજબની ધાવમાતાઓ બે જાતની હોય છે એક તો ઉપરનાં કામો સ્વયં કરે અને બીજી પોતાની દેખરેખ નીચે બીજા પાસે કરાવે આની માહિતી માટે જુઓ **શ્રી પિંડનિર્યુક્તિ શ્રી મલયગિરીય વૃત્તિ**, ગા ૪૧૦-૪૧૧

‡ ગણિતશાસ્ત્રના નિયમ પ્રમાણે કોઈપણ સંખ્યાને પોતાના આંકથી ગુણતાં જે આવે તે વર્ગ કહેવાય છે અને તેની મૂળ સંખ્યાને વર્ગમૂળ કહેવાય છે અહીં ૧૪×૧૪=૧૯૬ થયા માટે ૧૯૬નું વર્ગમૂળ ૧૪ થતું

તેરમે સ્વપ્ને રત્નરાશિએ તારા અનુમાન ગુણરત્નોની દીપ્તિથી પોતાની પાર્થિવતા પ્રકટ થઈ જવાથી જતી લાજ બચાવવા પ્રાર્થના કરી અને હે વત્સ! સર્વ દેવોના કલ્યાણકારક ગુણોના પ્રકાશસ્વરૂપ તારા આત્મતત્ત્વરૂપ અમૂલ્ય રત્નની મહત્તા વર્ણવી "

ચૌદમે સ્વપ્ને નિર્ધૂમ વહ્નિએ કર્મકાષ્ઠોને ભસ્મીભૂત કરી નિર્મલ થના। તારા આત્મસ્વરૂપના પ્રકાશને સમ તેજસ્વી પદાર્થોમાં શ્રેષ્ઠ જણાવી તેની શ્રેષ્ઠતા મેળવવા તારું શરણ સ્વીકાર્યું '

આ પ્રમાણે ત્રણે ભુવનમાં શ્રેષ્ઠ ચૌદ સ્વપ્નો આશીર્વાદ સૂચવતા મારા મુખમાં પેસતા મેં જોયા બાદ જ્યારે યોગ્ય સમયે તારો જન્મ થયો *ત્યારે અધોલોકથી આઠ દિક્કુમારિકાઓ આવી છપ્પન દિક્કુમારીઓ નમી વિનીતભાવે બોલી કે- હે જગદ્ધારિણીઓએ કરેલ માતાજી! તમે જરાય ભય પામશો નહિ અમે જ મોત્સન તમારા પુત્રના લોકોત્તર પુણ્યથી આકર્ષાઈને આવેલ છીએ અને સેવા કરી મુક્તિ રત્ન મેળવવા માગીએ છીએ માટે અમે યથોચિત મર્યાદા પ્રમાણે સૂતિકાકર્મ કરશું પછી તેઓએ ઇશાનખૂણે સૂતિકાગૃહ બનાવ્યું અને યોજનપ્રમાણ ભૂમિ સંવર્તક પવનથી શુદ્ધ કરી તથા ઊર્ધ્વલોકવાસિની આઠ દિક્કુમારીઓ આવી સુગંધી જલના વરસાદથી રજ-શમન કરી પ્રભુસહિત માતાના પગે પડી ત્રીજી પૂર્વરુચકદ્વીપથી આવેલી આઠ દેવીઓ આવી દર્પણ બતાવતી કહેવા લાગી કે- હે માતાજી! દર્પણમાં આપના પુત્રના દર્શન કરવાથી અમારા પાપોનો ક્ષય થાઓ વળી દક્ષિણરુચકવાસી આઠ

---

* અહીંથી શરૂ થતા જન્મમહોત્સવની વિસ્તૃત માહિતી માટે શ્રુતકેવલી શ્રી ચતુર્દશપૂર્વધર શ્રી ભદ્રબાહુસ્વામિપ્રણીત શ્રી કલ્પસૂત્રની શ્રી કિરણાવલી-શ્રી સુબોધિકા આદિ ટીકાઓમાં તથા સંસ્કૃત ન જાણનારાઓએ એમશાહી શ્રી કલ્પસૂત્ર ભાષાંતરના પુસ્તકમાં પાંચમું વ્યાખ્યાન વાંચવું

દેવીઓ ભૃંગાર ઝારીઓ ભરી અને પશ્ચિમરુચકદ્વીપની આઠ કુમારિકાઓ વીંજણો-પંખો લઈ ગુણગાન કરવા લાગી ઉત્તરરુચકદ્વીપની આઠ દિક્કુમારીઓ ચામર વીંજવા માંડી તથા વિદિશારુચકદ્વીપની ચારે દિક્કુમારીઓ દીપક લઈ વિદિશામાં ઊભી રહી તેમજ રુચકદ્વીપથી આવેલ ચાર કુમારિકાઓએ નાલ-છેદ-વિધિ કરી મણિરત્નની પીઠિકા બનાવી અને નાખી રહેલ અશુચિકર્મનિવારણરૂપની સૂતક સબંધી સ્નાનાદિની સઘળી ક્રિયા પતાવી તારા ગુણગાન કરવા લાગી

દિક્કુમારીઓની અશુચિનિવારણ વિધિ પત્યા પછી સૌધર્મેંદ્ર આવી, પોતે પંચરૂપ કરી તને લઈ મેરુપર્વત ઉપર પહોંચ્યા અને ત્યાં ચોસઠ ઇંદ્ર-અસંખ્ય દેવો ભેગા મળી અનેક વાદ્યતૂરોના નાદપૂર્વક *અઢીસો અભિષેકની વિધિ સાચવી સ્નાનમહોત્સવ કર્યો પછી સુગંધથી ભરપૂર યક્ષકર્દમ કેશર ચંદનાદિ સુવાસિત વિલેપનાદિ કરી વિશુદ્ધ અધ્યવસાયોદ્વારા શુભ પુણ્ય ઉપાર્જન કર્યું

**ચોસઠ ઇંદ્રોએ ઉજવેલ જન્મોત્સવ**

---

* દરેક તીર્થંકર પ્રભુના જન્મમહોત્સવ વખતે ચોસઠ ઇંદ્રાદિ દેવો પ્રભુની સ્નાત્રવિધિ અઢીસો અભિષેકદ્વારા કરે છે તે અઢીસો અભિષેક આ પ્રમાણે —

| | |
|---|---|
| ૬૨ ઇંદ્રના | ૪ વ્યંતરેંદ્રની પટ્ટરાણીના |
| ૪ લોકપાલના | ૧ ત્રાયસ્ત્રિંશ દેવોનો |
| ૧૩૨ મનુષ્યક્ષેત્રના ચંદ્ર-સૂર્યના | ૧ સામાનિક „ |
| ૮ સૌધર્મેંદ્રની „ | ૧ પર્ષદા „ |
| ૮ ઈશાનેંદ્રની „ | ૧ સેનાપતિ „ |
| ૧૦ અસુરેંદ્રની „ | ૧ આત્મરક્ષક |
| ૧૨ નાગકુમારેંદ્રની | ૧ પ્રકીર્ણક „ |
| ૪ જ્યોતિષ્કેંદ્રની „ | ૨૫૦ |

આની વિશેષ માહિતી માટે જુઓ શ્રી સેનપ્રશ્ન ગ્રંથ સંસ્કૃત ઉલ્લાસ ૨, પ્રશ્ન ૧૫૬ અથવા તેનું ગુજરાતી ભાષાંતર પા. ૬૫

તથા સિદ્ધહસ્ત ગૂર્જર–કવિ–કુલ–શિરોમણિ ઉપા. શ્રી વીરવિજયજી મહારાજકૃત શ્રી સ્નાત્રપૂજાની છેલ્લી ઢાલની ગાથા ૨–૩–૪

હવે આથી પરસ્પર માતા અને પુત્રનો મધુર સંવાદ થાય છે

ત્યારપછી બાળપ્રભુ શ્રી સીમંધર સ્વામીને ધાઈ-માતા પાસે આવી પ્રભુના સુંદર મુખચંદ્રને જોઈ કહેવા લાગી કે– અહા! શી મુખચંદ્રની પ્રભા છે! સાક્ષાત્ જાણે શોભાપૂર્ણ પદ્મસરોવર જ ન હોય તેમ લાગે છે વળી જ્યારે આ પુત્ર બાળકના ઝાંઝર સાથે રમઝમ કરતો ગજે બાઝી પડે છે ત્યારે એમ જ થાય છે કે– હે પુત્ર! તારા જેવાની માતા થવાનું સૌભાગ્ય મેળવનાર સ્ત્રી ખરેખર ધન્ય છે તથા વધતી ચંદ્રની કળાને જોઈને સમુદ્ર જેમ ઉછળતા માર છે તેમ તને આવતો જોઈ ખરેખર હૃદયમાં અવર્ણનીય હર્ષની રેલમછેલ થાય છે હે કુલદીપક! જગતમાં બધાય જાણે છે કે દેવનનું શરીર તો શ્યામ છે જ પણ તેના શબ્દ શ્યામન–મોહક કેમ હોતા હશે? એટલે કે તારા શરીરની કાંતિની જેમ વધુ શ્યામન–મનમોહક છે તથા ? કૃષ્ણપક્ષમાં પૂર્ણ કળાએ ખીલેલા ચંદ્રની ઉપર અધિકી શ્યામતા દેખાય છે અને અમાવાસ્યાએ અંધકારમાં ચંદ્ર સાવ લુપ્ત થઈ જાય છે–તે ફરી હું માનું છું કે–તારા મુખની સાથે ઉપમાન થવાની ધૃષ્ટતા કરવાથી તેના કુલસ્વરૂપે જ ખરેખર તેને સતાકૂકડી ભમવી પડે છે વળી પરમાન દલાઈ તારા વિરુદ્ધ થી સતત અમારા નેત્રોને પરમશાંતિ આપનાર કમલિનીપત્રના સુંદર શોભાવાળા તારા મુખની પ્રભાનું કેટલું વર્ણન કરું? હે લાડીલા પુત્ર! તારા મુખચંદ્રને જોઈને માતા સત્વરે આનંદસમુદ્રનો ઉછાળો થવાથી આંખમાંથી હર્ષના આંસુ વહી નીકળે છે માટે ખરેખર સત્યમાં માતાનું મુખ ચંદ્રકાંતમણિનું જ બનેલું લાગે છે કારણ કે ચંદ્રના સ્પર્શથી રસ ઝરવાનો સ્વભાવ ચંદ્રકાંતમણિમાં જ છે હે લોકોત્તર રત્ન! આ પૃથ્વી પણ ખરેખર ધન્ય–કૃતાર્થ છે જ્યાં તારો પુનિત જન્મ થયો છે તારું અહીં અવતરણ જો દેવલોકથી થયું હોય તો તે દેવલોક પણ કૃતપુણ્ય થયો છે અને જો નાગલોક–પાતાળમાંથી તારું આગમન થયું હોય તો જગતની દૃષ્ટિએ તે સ્થાન ભલે નીચે રહેલું હોય પણ જે સ્થાન તારાથી પાવન અને કૃત–કૃત્ય થયેલું હોય તો તે ઊંચું થયું કેમ ન ગણાય?

**ભાવ-પ્રભુ શ્રી સીમંધરસ્વામીના ગુણોનું માતા તથા સખીના સંવાદરૂપે વર્ણન**

હવે લોકોત્તર પ્રભુના અદ્‌ભુત રૂપાદિ ગુણોને અનુલક્ષી સખી પ્રભુની માતાને ઉદ્દેશીને કહે છે કે-હે માતાજી ! આપનો આ પુત્ર તો સર્વ સૃ-ન-સમુદાયમાં રત્ન સમાન છે અને આપના દિલમાં તો સર્વોત્કૃષ્ટ ત્રણ ભુવનની રેખા છે તમારા પુત્રના સુભગ મુખનું દર્શન કરનારના નેત્રો ધન્ય છે ! મુખની શોભા અદ્‌ભુત અને અવર્ણ્ય છે કે તમારા પુત્રના નામ માત્રથી બધા રાગ શોક અને સંતાપો દૂર થાય છે લોકો કહે છે કે-જેણે તમારા પુત્રના સર્વશ્રેષ્ઠ શોભાયુક્ત મુખની શોભા નથી જોઈ તેને ખરેખર વિધાતાએ આંખો તો આપી છે પણ તે ફોગટ છે માટે હવે તો પ્રાણપ્રિય પુત્રના મુખને જોઈ-જોઈને મારા નેત્રો સફળ કર હે પુણ્યશાલિની માતાજી ! તમારે નેત્રો બે છે અને તેને આનંદ કરવા માટે આજ સુધી તો એક ચન્દ્ર હતો તેથી બે બાળકો વચ્ચે એક રમકડું હોય તેમ તમારા નયનોને હમેશા અસંતોષ રહેતો પણ હવે તો બન્ને નયનોને આનંદ કરવા સાધનરૂપ એક જગપ્રસિદ્ધ ચન્દ્ર અને બીજો આ તમારા પુત્રનો મુખચન્દ્ર થવાથી અને આજસુધીના અસંતોષને ટાળનાર હોવાથી જ ખરેખર પેલા ચન્દ્ર કરતા પણ આ તમારા પુત્રનો મુખચન્દ્ર તમને વધારે ગમે છે, હે માતાજી ! આ ભાવ-પ્રભુને કામદેવની સમાન કેમ કહેવાય? કારણ કે પ્રભુ તો જલ-વાદળની જેમ અતિ શીતલ આનંદદાયી છે અને કામદેવ તો જ્યાં ઉત્પન્ન થઈને રહે છે તે સ્થાનને જ અગ્નિની જેમ સંતાપે છે અને નષ્ટ કરે છે કામદેવનું રતિપતિ એવું નામ તો કેવળ કહેવા પૂરતું જ છે બાકી તો તે આખા જગતને મહાન્ અરતિ ઉત્પન્ન કરી ધર્મના નામે લોકોને ધૂતનાર દુર્જનની જેમ સારું નામ રાખી જગતને પોતાની જાળમાં ફસાવવાની પોતાની ચિત્તવૃત્તિ પ્રગટ કરે છે અથવા તો શંકરે ક્રોધથી (પાર્વતી પરિણય પ્રસંગે) પોતાના ત્રીજા નેત્રથી તેને બાળી નાખ્યો છે ત્યારથી જ ખરેખર તેનો સ્વભાવ અગ્નિની જેમ સંતાપ કરવાનો થયો લાગે છે માટે જ કામદેવ અને તમારા પુત્રની સમાનતા

ફરી એ જ પ્રભુ રામ મૂર્તિ છે વળી તમારા પુત્રના તો સ્મરણમાત્રથી રાગોનો નાશ થાય છે જ્યારે આ દુષ્ટ કામના સ્મરણ માત્રથી ક્ષય આદિ ભારેકર્મી રોગો અને અશુભ કર્મોનો તીવ્ર બંધ થાય છે કામદેવની જન્મસિદ્ધ દુષ્ટતાનું વધારે શું વર્ણન કરું ? કારણ કે જગતના પ્રાણીઓના જાગતા પુણ્યપ્રભાવ જ ખરેખર વિધાતાને સદ્બુદ્ધિ જાગી લાગે છે કે કામને હૂનના બાણ આપ્યાં છે–જો લોહમય હથિયાર ભૂલથી પણ આપ્યા હોત તો જગતમાં ક્ષણવારમાં જ પ્રલય ઊભો કરી મૂક્યો હોત અને વિધાતાએ તેને અનંગ–શરીર રહિત બનાવ્યો છે તે પણ સારું થયું નહિ તો ભવભ્રમણોના પ્રતિઘાત ક્ષણભરમાં મિટાવી દેત આવા જગસંતાપી દુષ્ટ કામની સાથે આપના પરમાનંદકારી સુભગ બાલની ઉપમા કોઈ પણ હિસાબે અગર ન લેવાય

વળી હે માતાજી ! તમારા લાડીના પુત્રને આવતો દેખી કોને હરખ ન થાય ? કોઈ એવો નિર્ભાગ્યશેખર હોય કે લક્ષ્મીને આવતી દેખી બારણાં બંધ કરે ! આ બાલપ્રભુના ૧૦૦૮ લક્ષણ યુક્ત શરીરની શોભા સહસ્રલોચન–ઈન્દ્ર વિના બીજો કોણ જોવા સમર્થ છે અને તેની મધુર–કોમલ ભાષાની સુંદરતાનું વર્ણન સહસ્રમુખ–શેષનાગ વિના કોણ કરી શકે તેમ છે ? તમારા પુત્રને ચંદ્રસમ આહ્લાદકારી પણ ન કહી શકાય કારણ કે તમારા પુત્રમાં કોઈ જાતનું કલંક નથી, અને ચંદ્રને તો ઉદય વખતની વધુ રતાશથી–વિરહી–વધુઓના રક્તનું અગર મદિરાનું પાન કર્યું ત્યાર તેવો ભાસ થાય છે માટે તે સકલંકી છે તમારા બાલપ્રભુના મુકુટમણિની કાંતિ અતિસુંદર શોભે છે અને ગળાની પર રહેલ સુંદર મોતીનો હાર જે બગલમાં વિભક્ત થયેલ ગંગાના શુદ્ધ પ્રવાહની જેમ શોભે છે ! તથા સ્નાન કરાવતી વેળાએ બાલપ્રભુના મુખ પર આવતા ઘનશ્યામ કેશો એવા સુંદર શોભે છે કે જે જોઈ વાદળમાં છુપાતા ચંદ્રની શોભા યાદ આવી જાય છે

મોર ચિત્રવિચિત્ર પીંછાઓ ફેલાવી કળા કરી નાચે છે તે ખરેખર તમારા પુત્રના ઘાટ્ટા શ્યામ સુંદર કેશ સાથે જોતાં પીંછાની ઉપમા મળવાથી આનંદિત થયો લાગે છે. વળી તમારા પુત્રની સુંદર કુટિલ ભ્રૂ રચનામાં કામદેવે ઉતરતાની એવી કીર્તિ મેળવવાની આશાએ વિરોધી પોતાનું ધનુષ્ય આપ્યું. પણ વાસ્તવિક રીતે કામદેવ ઠગાણા જ છે કારણ કે તેને ખબર જ નથી લાગી કે આ પ્રભુ તો મોહ જીતનાર થવાના છે અને હું તો નિઃશસ્ત્ર થઈ જઈશ અથવા તો **"तेरा जूता तेरे ही सिर पर"**ની કહેવત પ્રમાણે માર જ ખાવો થી તૈયાર થઈને આ પ્રભુ મને જ ભાવિમાં હરાવશે એવો ખ્યાલ સુદ્ધાં પોતાનું ધનુષ્ય આપતા કામદેવને રહ્યો લાગતો નથી. માટે જ તે ખરેખર છેતરાયો છે. **હે જગદ્વંદ્ય માતાજી!** તમારા પુત્રના અતિશયસંપન્ન ગુણોનું તો કેટલું વર્ણન કરું? જગતના સર્વોત્તમ ગણાતા પદાર્થોમાંથી એક પણ પ્રભુની તુલનામાં આવી શકે તેમ નથી. કારણ કે ચંદ્રમાં લાંછન, સૂર્યમાં તાપ, સમુદ્રમાં ખારાશ, મેરુપર્વતમાં દુરધિગમતા, ચિંતામણિ—મંદારતરુ—કામકુંભ—કલ્પવૃક્ષમાં દુર્લભતા અને પાવન—અંકુશ સાપેક્ષતા, હાથીમાં ઉન્માદ અને સિંહમાં ક્રૂરતા આદિ દોષ રહેલા છે અને આપનો પુત્ર તો નિર્દોષ છે.

આ રીતે માતા અને સખીઓ પ્રેમપૂર્વક પ્રભુના ગુણ—ગણો ગાતા. આવા પ્રભુના ગુણગાનથી માનસિક સર્વ ઉપાધિઓ દૂર ટળે છે અને દિનપ્રતિદિન તેજ—પ્રતાપ સવાયો વધે છે.

**શ્રી સીમંધર પ્રભુ** બીજના ચંદ્રની ચડતી કળાની જેમ ગુણોની સાથે પિતાના આનંદને વધારતા વધવા લાગ્યા. **શ્રી સીમંધર પ્રભુને** અને આ રીતે ક્રમે ક્રમે યુવાવસ્થામાં પોતાના **વિવાહ સંબંધી** પગલાં મૂકતા પ્રભુને હરખભેર **સત્યકિ માતા** **માતાની પ્રાર્થના** વિનવવા લાગી કે—

હે વત્સ ! જગતની સર્વ કળાઓએ ખરેખર તારામાં જ આવીને વાસ કર્યો છે તે જાણે- જગતમાં યોગ્ય સ્થાનને માટે તપાસ કરતા કરતા છેવટે થાકીને તારા જેવું સુયોગ્ય ઉત્તમોત્તમ અન્ય પાત્ર ન મળવાથી સંતોષપૂર્વક તારો જ આશ્રય લીધો લાગે છે તારા ઉત્તમ અતિશય-સંપન્ન ગુણો જોઈને બધાય આનંદમાં ગરકાવ થઈ જાય છે અને ગુણ-ગાન-દ્વારા પ્રેમસમુદ્રમાં નિમગ્ન થઈ જાય છે, પણ હે લાડીલા બેટા ! જેની સંપત્તિ જ તેના ઉપયોગમાં ન આવે તો તે વિપુલ-પ્રમાણવાળી છતાં સમુદ્રની જલ-સંપત્તિની જેમ શા કામની ? તારા રૂપાદિક ગુણોની વિપુલ સંપત્તિ લગ્ન-પાણિગ્રહણાદિ-દ્વારા જગતની જાણમાં ન આવે તો જગતના લોકો તેને પ્રશંસ્ય કેમ કહેશે ? બીજી વાત, તારી ઈચ્છા ન પણ હોય છતાં માતાના વિચારો તે સર્વશ્રેષ્ઠ ગણાય છે જનાય દર્શનો(ધર્મો)માં અનેક મતભેદો જણાય છે પણ માતાના વિચારોમાં કોઈ આક્ષેપ કરે તેમ નથી વળી તારા પરણવાથી મારા ચિત્તને અપૂર્વ શાંતિ-આનંદ મળશે માટે મારી આ પ્રાર્થનાનો તારે ભંગ કરવો ઉચિત નથી "

**શ્રી સીમંધર પ્રભુનો વિવાહ-દીક્ષા અને કેવલજ્ઞાન**

પ્રભુએ ભોગાવલી-કર્મના અવશ્ય-ભોગ્ય વિપાકો જ્ઞાન-બળે જાણી માતાની વાત્સલ્ય-પૂર્ણ ભાવ-ભરી વિનંતી માન્ય રાખી, અને રાજ્ય-શોભાથી દીપતી પણ વિરૂપ કરનારી ર-સુંદર રુક્મિણીરાણી સાથે મહોત્સવની ઉજવણીપૂર્વક પાણિગ્રહણ કર્યું, પણ એક ભવની ઉત્કૃષ્ટતમ આરાધનાના ફલરૂપે સંપાદિત કરેલ જ્ઞાનગર્ભ-વૈરાગ્યના બળે પ્રભુજીના ભાવનાના ક્ષેત્રમાં તો વૈરાગ્યની ઉત્કૃષ્ટ માત્રા વર્તતી હતી વિષય-વિકારનો લેશ માત્ર ત્યાં પ્રચાર ન હતો યોગ્ય સમયે [1] લોકાંતિક-દેવો આવી સુમધુર વાણીથી વિનવવા

૧ આ દેવોની માહિતી માટે પૂર્વધર શ્રી ઉમાસ્વાતિવાચકવિરચિત શ્રી તત્ત્વાર્થાધિગમસૂત્ર અધ્યાય ૪, સૂત્ર ૨૬ ની શ્રી સિદ્ધસેનગણિ વિરચિત સંસ્કૃત મોટી ટીકા અને શ્રી અભિધાનરાજેન્દ્રકોશ ભા. ૬ (પા ૭૧૨-૭૧૩) માં लोगंतिय શબ્દ જૂઓ

લાગ્યા કે– ' હે જગત્પાવન ! સ્વયંસંબુદ્ધ ! અરિહંત પ્રભુ ! સર્વ જગતને હિતકર તીર્થની પ્રવૃત્તિ કરો. ' પ્રભુએ પણ દીક્ષા-યોગ્ય કાલને જાણી [1]સાંવત્સરિક દાનની વિધિપૂર્વક શ્રી મુનિસુવ્રતસ્વામી અને શ્રી નમિનાથપ્રભુના અંતરાલ કાળે ત્યાસી લાખ [2]પૂર્વપ્રમાણ ગૃહવાસ-પર્યાય પૂર્ણ કરી સંયમ ગ્રહણ કર્યું. એટલે તરત જ પ્રભુને [3]મનઃપર્યવજ્ઞાન ઉત્પન્ન થયું. અને ઇન્દ્રાદિ દેવોએ પરમાનંદે નામપૂર્વક મહોત્સવ ઉજવ્યો.

આ પ્રભુને વિશુદ્ધ અધ્યવસાયોથી નિર્મલતારૂપ શુક્લ[4]-ધ્યાનના બલે ઘનઘાતી ચાર કર્મો ક્ષીણ થવાથી [5]કેવલજ્ઞાન ઉત્પન્ન થયું અને આખા જગતમાં પ્રકાશ થયો. અને ઇન્દ્રાદિ દેવોને જાણે આ સમાચાર કહેવા જ પ્રભુની કીર્તિરૂપી દૂતી સુરલોકમાં ગઈ.

---

1 આના માટે શ્રી આચારાંગસૂત્ર શ્રુતસ્કંધ ૨ ચૂલિકા ૩ શ્રી ભાવનાધ્યયનનું સૂ. ૧૭ જૂઓ.

2 પૂર્વ એટલે ૮૪ લાખને ૮૪ લાખથી ગુણતાં જે રકમ આવે તે. અર્થાત્ ૭ ૫૬૦૦૦ ૦૦૦૦૦૦ વર્ષોનું એક પૂર્વ થાય. આ સંખ્યા જૈન ગણિતશાસ્ત્રમાં સુપ્રસિદ્ધ છે. વધુ માહિતી માટે જૂઓ શ્રી જંબૂદ્વીપપ્રજ્ઞપ્તિસૂત્ર વક્ષસ્કાર ૨ ના આદિભાગ(સૂ. ૧)માં આવતું ભરતક્ષેત્ર સંબંધી કાલનું સ્વરૂપ.

3 અઢી દ્વીપના સમસ્ત સંજ્ઞી પંચેન્દ્રિય જીવોના મનોગતભાવોને જાણવાની શક્તિ. આનું વિસ્તૃત વર્ણન શ્રી મલયગિરીય વૃત્તિયુત શ્રી નંદીસૂત્રનું ૧૭-૧૮ મું સૂત્ર તથા શ્રી દેવેન્દ્રસૂરિકૃત નવ્ય પ્રથમ કર્મગ્રંથની ગા. ૮ ની સંસ્કૃત સ્વોપજ્ઞવૃત્તિમાં જૂઓ.

4 આત્માદિ દ્રવ્યોનું પૃથક્ત્વ-વિતર્કાદિ ભેદોથી સૂક્ષ્મચિંતન કરવું તે. આની વધુ માહિતી માટે જૂઓ કલિકાલસર્વજ્ઞ આચાર્ય શ્રી હેમચંદ્રસૂરીશ્વરજીરચિત યોગશાસ્ત્રનો પ્રકાશ ૧૧મો તથા શ્રી રત્નશેખરસૂરિવિરચિત શ્રી ગુણસ્થાનક્રમારોહ ગા. ૬ થી ૬૫, ૭૫ થી ૭ ૯૬ થી ૧ ૦ તથા ૧૦૫-૧૦૬.

5 જગતના તમામ પદાર્થોનું સંપૂર્ણપણે જ્ઞાન થવું તે. આની વધુ માહિતી શ્રી નંદીસૂત્રના ૧ થી ૨૩ સૂત્રો તથા શ્રી દેવેન્દ્રસૂરિરચિત નવ્ય પ્રથમ કર્મગ્રંથની ગા. ૮ ની સ્વોપજ્ઞ વૃત્તિમાં જૂઓ.

**શ્રી સીમંધરપ્રભુનો કેવલજ્ઞાનમહોત્સવ**

આ જ સમયે ઈશાન નામના બીજા દેવલોકના અઠ્ઠાવીશ લાખ વિમાનોના અધિપતિ શૂલપાણિ **શ્રી ઈશાનેન્દ્ર** પોતાના આસન સિંહાસનને પણ ચલવિચલ થતું જોઈ રીસમાં અભિમાનપૂર્વક ચિંતવવા લાગ્યો કે – કોઈની સંખ્યામાં ભેગા થયેલા દેવોના સર્વ પ્રયત્નથી પણ ન હાલી શકે તેવું મેરુપર્વતની જેમ સ્થિર – દૃઢ મારું આસન શા કારણે હાલ્યું હશે? શું કારણ હશે? વગેરે વિચાર કરતાં અવધિજ્ઞાનના બળે વિહરમાણ પ્રભુ **શ્રી સીમંધરસ્વામીના** કેવલજ્ઞાનના પ્રસંગને જાણી દેવરાજ **ઈશાનેન્દ્ર** ચાતક જેમ શ્યામમેઘની ઘટાને અને ગજરાજ જેમ પોતાની જન્મભૂમિ વિંધ્યાચળની ભૂમિને નિરંતર ચાહે તેમ **શ્રી સીમંધર પ્રભુના** ધ્યાનમાં તલ્લીન થયો. તે સમયે જ્ઞાનબળે થયેલા પ્રભુદર્શનથી થયેલા ઈન્દ્રના આનંદરસને જ્ઞાની વિના કોણ વર્ણવી શકે? અત્યંત પ્રમોદરસથી ભરપૂર બનેલ ઈશાનેન્દ્ર **શ્રી પુષ્કલાવતી વિજયની** સુનગર પુષ્પશાનિતાનું નિરંતર અનુમોદન કરતો [1]પાંચ અભિગમ સાચવી એકશાટિક (અખંડ) ઉત્તરાસંગ કરી ભક્તિભાવપૂર્વક સાત આઠ પગલાં પ્રભુ તરફ સામે જઈ વિનય પૂર્વક **શક્રસ્તવ ([2]નમુત્થુણં સૂત્ર)**થી સ્તુતિ કરી અને ઘંટાનાદથી બધા દેવદેવીઓને ભેગા કરી અસંખ્ય પરિવારની સાથે પ્રભુનો કેવલજ્ઞાન–

---

૧ પ્રભુને વંદન કરવા માટે ઉપયોગી પાંચ અભિગમની માહિતી શ્રી દેવેન્દ્રસૂરીશ્વરજીરચિત શ્રી ચૈત્યવંદનભાષ્યની ગા. ૨૦–૨૧માં જુઓ

૨ આ સૂત્ર પૂર્વધર શ્રુતકેવલી સ્થવિર શ્રી ભદ્રબાહુસ્વામીરચિત શ્રી પર્યુષણાકલ્પાપરાખ્ય શ્રી કલ્પસૂત્ર (વ્યાખ્યાન ૧) સૂ. ૧૬ માં છે

મહોત્સવ ઉજવવા પ્રભુની સેવામાં હાજર થશે*

* અહીં આ પ્રકાર વિહરમાન વિભુ શ્રી સીમંધરસ્વામીના કેવલ જ્ઞાન મહોત્સવને ઉજવવા ઈશાનેન્દ્રની આતુરતાની સૂચના છે. આ વાત જો કે નવીન જેવી જણાય છે પણ શાસ્ત્રોમાં આવતા અન્ય ઉલ્લેખોને યોગ્ય રીતિએ વિચારતાં ન તે ક્ષેત્ર સંબંધી શાસ્ત્રકારોએ નિયત કરેલી વ્યવસ્થાનું આપણને ભાન કરાવે છે.

બાર દેવલોકમાં પહેલા બીજા દેવલોક પાસે પાસે છે અને પૂર્વધર શ્રુતકેવલી **શ્રી ભદ્રબાહુસ્વામીજીરચિત શ્રી પર્યુષણાકલ્પાપરાખ્ય શ્રી કલ્પસૂત્ર** (પ્રથમ વ્યાખ્યાન) સૂ. ૧૨ માં આવતા સૌધર્મેન્દ્રના ૨૪ વિશેષણોમાંના ૧૦ મા "**दाहिणड्ढलोगाहिवई**" વિશેષણ ઉપરથી મેરુપર્વતથી દક્ષિણ દિશાના સર્વ વિભાગના માલિક સૌધર્મેન્દ્રની સાબિત થાય છે અને પારિશેષ્ય ન્યાયથી મેરુપર્વતથી ઉત્તર બાજુના વિભાગની માલિકી ઈશાનેન્દ્રની સિદ્ધ થાય છે.

આ જ વાત **શ્રી જંબૂદ્વીપપ્રજ્ઞપ્તિઉપાંગ વક્ષસ્કાર** ૪ માં આવેલ **આભિયોગિકશ્રેણિ** બાબતના નીચેના પાઠ ઉપરથી પણ ધ્વનિત થાય છે.

**"आभिओगसेढीओ उत्तरिल्लाओ सेढीओ सीआए ईसाणस्स, सेसाउ सक्कस्स।"**

ભાવાર્થ—**સીતા નદી**ની ઉત્તર બાજુ આવેલા **વૈતાઢ્ય** પર્વતો ઉપરની **આભિયોગિકશ્રેણિઓ**નું સ્વામિત્વ **ઈશાનેન્દ્ર**નું છે અને બાકીના (**સીતા નદી**ની દક્ષિણ બાજુ આવેલા) **વૈતાઢ્ય** પર્વતો ઉપરની **આભિયોગિક શ્રેણિઓ**નું સ્વામિત્વ **સૌધર્મેન્દ્ર**નું છે.

આ ઉપરથી પણ **સીતા નદી**થી ઉત્તર દિશાના વિભાગની માલિકી ઈશાનેન્દ્રને ફાળે જાય છે.

**શ્રી સીમંધર પ્રભુ સીતા નદી**થી ઉત્તર બાજુ આવેલ **શ્રી પુષ્કલાવતી વિજય**માં હોવાથી **ભરતક્ષેત્ર**ના દરેક તીર્થંકરોના કલ્યાણકાદિ પ્રસંગે **સૌધર્મેન્દ્ર**ની જેમ **ઈશાનેન્દ્ર શ્રી સીમંધર સ્વામીના કેવલજ્ઞાન** મહોત્સવની ઉજવણીમાં આગેવાનીભર્યો ભાગ લેવા ઉપસ્થિત થાય તો તેમાં કંઈ અનૌચિત્ય કે અસંગતિ જણાતી નથી

હવે નાસમાન શ્રી સીમંધરપ્રભુના કેવનજ્ઞાન મહોત્સવ ઉજવવા બેઠા થયેલા બીજા ગેસઠ ઇન્દ્રોના [1]૬૩૬ દ્રોના નામો નામો ગણાવે છે

બાર દેવલોકના વૈમાનિક દેવ ઇન્દ્રો

| | |
|---|---|
| ૧ સૌધર્મેન્દ્ર | ૬ શુક્રેન્દ્ર |
| ૨ સનત્કુમારેન્દ્ર | ૭ સહસ્રારેન્દ્ર |
| ૩ માહેન્દ્ર | ૮ પ્રાણતેન્દ્ર[3] |
| ૪ બ્રહ્મલોકેન્દ્ર | ૯ અચ્યુતેન્દ્ર[4] |
| ૫ લાંતકેન્દ્ર | |

દશ ભુવનપતિના વીશ ઇન્દ્રો

| | |
|---|---|
| ૧ ચમરેન્દ્ર | ૭ હરિકાંતેન્દ્ર |
| ૨ બલીન્દ્ર | ૮ હરિસ્સહેન્દ્ર |
| ૩ ધરણેન્દ્ર | ૯ અગ્નિસિંહેન્દ્ર |
| ૪ ભૂતાનંદેન્દ્ર | ૧૦ અગ્નિમાણવેન્દ્ર |
| ૫ વેણુદેવેન્દ્ર | ૧૧ પૂર્ણેન્દ્ર |
| ૬ વેણુદાલીન્દ્ર | ૧૨ વસિષ્ઠેન્દ્ર |

---

૧ ઇન્દ્ર સબંધી વધુ વિગત માટે જુઓ શ્રી સમવાયાંગસૂત્રમા આવતો ૩૨ની સંખ્યાનો અધિકાર અને શ્રી દેવેન્દ્રસ્તવ પ્રકીર્ણક નામનો દશ પયન્ના પૈકી નવમો પયન્નો તથા શ્રી અભિધાનરાજેન્દ્ર કોશ ભા ૪ મા તિત્થયર શબ્દના વર્ણનમા પા ૨૨૬૦ ની "मन्दणिट्ठ वीस०" ગાથા જુઓ

૨ જો કે વૈમાનિકના ઇન્દ્રો દશ છે પણ ઇશાનેન્દ્ર આગેવાન તરીકે પહેલા આવી ગયેલ છે, એટલે તેના વિના અહીં નવ ગણ્યા છે

૩ આ ઇન્દ્ર નવમા આનત દેવલોક અને દશમા પ્રાણત દેવલોક બન્નેનો સ્વામી છે

૪ આ ઇન્દ્ર અગિયારમા આરણ દેવલોક અને બારમા અચ્યુત દેવલોક બન્નેનો સ્વામી છે આ અચ્યુતેન્દ્ર ૬૩ ઇંદ્રોનો અગ્રેસર, માનનીય અને વડો નાયક છે તેમની આજ્ઞા પ્રમાણે જ બધા ઈંદ્રોને વર્તવાનો કલ્પ છે

૧૩ જલકાતેન્દ્ર
૧૪ જલપ્રભેન્દ્ર
૧૫ અમિતગતીન્દ્ર
૧૬ મિતવાહનેન્દ્ર
૧૭ વેલબેન્દ્ર
૧૮ પ્રભજનેન્દ્ર
૧૯ ઘોષેન્દ્ર
૨૦ મહાઘોષેન્દ્ર

આ વીશ ઇન્દ્રો પાતાનમા રહેના હોવાથી જગતની દૃષ્ટિએ નીચા ગણાતા છતા તેઓ પ્રભુને વ ન કરવા આવેન છે તો તેઓ સુભગ ભાગ્યશાની હોઇ ઉચ્ચ કેમ ન ગણાય ?

## આઠ વ્યતરના સોળ ઇન્દ્રો

૧ કાલેન્દ્ર
૨ મહાકાલેન્દ્ર
૩ સરૂપેન્દ્ર
૪ પ્રતિરૂપેન્દ્ર
૫ પૂર્ણભદ્રેન્દ્ર
૬ માણિભદ્રેન્દ્ર
૭ ભીમેન્દ્ર
૮ મહાભીમેન્દ્ર
૯ કિંનરેન્દ્ર
૧૦ કિંપુરૂપેન્દ્ર
૧૧ સત્પુરુપેન્દ્ર
૧૨ મહાપુરુપેન્દ્ર
૧૩ અતિકાયેન્દ્ર
૧૪ મહાકાયેન્દ્ર
૧૫ ગીતરતીન્દ્ર
૧૬ ગીતજસેન્દ્ર

## આઠ વાણવ્યતરના સોળ ઈન્દ્રો

૧ સનિહિતેન્દ્ર
૨ સામાણિ ઇન્દ્ર
૩ ધાતા ,,
૪ વિધાતા ,,
૫ ઋષિ ,,
૬ ઋષિપાલેન્દ્ર
૭ ઈશ્વરેન્દ્ર
૮ મહેશ્વરેન્દ્ર
૯ સુવત્સેન્દ્ર
૧૦ વિશાલેન્દ્ર
૧૧ હાસ્યેન્દ્ર
૧૨ હાસ્યરતીન્દ્ર
૧૩ શ્વેતેન્દ્ર
૧૪ મહાશ્વેતેન્દ્ર

૧૫ પચ(વ) કેન્દ્ર[1] ૧૬ પચ(વ)કપતી દ્ર[2]

### જ્યોતિષી દેવોના બે ઇન્દ્રો

૧ સૂર્ય ૨ ચન્દ્ર

જો કે જ્યોતિષનિકાયના અસંખ્ય ઇન્દ્રો (સૂર્ય અને ચન્દ્ર) પ્રભુના કલ્યાણકમહોત્સવમાં આવે છે પણ અહીં જાતિની અપેક્ષાએ બે જ ગણ્યા છે. આ માટે જુઓ શ્રી સમવાયાંગ સૂત્ર (સૂ. નં. ૩૨ની શ્રી અભયદેવસૂરીય વૃત્તિ પા. ૫૮)નો નીચેનો પાઠ –

"××× असंख्यातानामपि चन्द्रसूर्याणां जातिग्रहणेन द्वयोरेव विवक्षितत्वात् ×××"

| | | |
|---|---|---|
| વૈમાનિક | નિકાયના ૯ | ઈન્દ્રો |
| ભવનપતિ | ,, ના ૨૦ | ,, |
| વ્યંતર-વાણવ્યંતર | ,, ના ૩૨ | ,, |
| જ્યોતિષ્ક | ,, ના ૨ | ,, |

ગણતાં કુલ [illegible] ઇન્દ્રો થયા

---

૧-૨ આ બન્ને નામ મૂળમાં ગ્રન્થકારે પ્રયોજ્યા છે તેવા જ અહીં લીધા છે. પણ શ્રી બૃહત્સંગ્રહણી ગા. ૪૨ તથા શ્રી દેવેન્દ્રસ્તવપ્રકીર્ણક ગા. ૭૨ અને તેની આગમદિવાકર આગમોદ્ધારક ધ્યાનસ્થસ્વર્ગતાચાર્ય શ્રી આનંદસાગરસૂરીશ્વરજી મ. કૃત સંસ્કૃત છાયાના આધારે પંદરમા અને સોળમા વાણવ્યંતરેન્દ્રનું પતંગ-પતંગપતિ નામ જણાય છે. પણ કલિકાલસર્વજ્ઞાચાર્ય શ્રી હેમચન્દ્રસૂરીશ્વરજી મ. રચિત શ્રી ત્રિષષ્ઠિશલાકાપુરુષચરિત પર્વ ૧, સર્ગ ૨ શ્લો. ૪૭૬માં પવક-પવકપતિ નામ સૂચવાયેલા છે. મૂળમાં યોજાયેલા પચક-પચકપતિ શબ્દો ત્રિષષ્ઠિ શ. પુ. ચ.ના ઉલ્લેખની સાથે વધુ સંગત થઈ શકે છે કારણ કે પ્રાચીન હસ્તલિખિત શાસ્ત્રોની લિપિના અભ્યાસકોના મત મુજબ વ અને ચમાં વધુ સામ્ય હોવાથી લેખકદોષથી મૂળ પ્રતમાં 'વ'ને બદલે 'ચ' લખાઈ ગયાની સંભાવના છે.

આ રીતે બોધ થતાં ચામડ ઇન્દ્રોએ ભક્તિભાવ અને આનંદ
પૂર્વક પ્રભુને નમસ્કાર કરી સોના ચાંદી અને
[1]સમવસરણ અને રત્નાદિથી રચેલા ત્રણ દેવચ્છંદક, ગઢ પ્રાકારથી
તેની મહત્તા  વાળા [2]યોજનપ્રમાણ [3]સમવસરણ
તથા અશોકવૃક્ષ વાળા આઠ મહાપ્રાતિહાર્યો
વિભૂતિ રચી પ્રભુના અનુપમ તીર્થંકર નામકર્મના પુનિત
પ્રભાવને જગમાં વિસ્તારી બાદ પ્રભુએ સમવસરણમાં પૂર્વદ્વારથી
પ્રવેશ કરી ચૈત્ય (અશોક)વૃક્ષને ત્રણ પ્રદક્ષિણા દીધી અને તીર્થની

---

૧ અહીંથી ખંડની સમાપ્તિ સુધીનો અધિકાર વિષયાનુસંધાનની સરલતા માટે ગ્રંથકારે પોતેજ ગાથાના ક્રમનો ભંગ કરી આલેખવામાં આવેલ છે કારણ કે ગ્રંથકારે જણાવેલો ઢા. ૧૪ ની ગા. ૨ થી ઢાલ ૧૫ મી સુધીના અધિકાર શ્રી આવશ્યકનિર્યુક્તિ(ગા ૫૪૩ થી ૫૯૦ સુધીમાં વર્ણિત સમવસરણ દ્વાર)માં જણાવેલ વર્ણનની સાથે ક્રમની દ્રષ્ટિએ સંગત થતો નથી.

૨ યોજન એટલે ચાર ગાઉ જૈન ભૂમિતિશાસ્ત્રનો આ પારિભાષિક શબ્દ છે

આની વધુ માહિતી માટે જુઓ શ્રી જંબૂદ્વીપપ્રજ્ઞપ્તિસૂત્ર વક્ષસ્કાર બીજો સૂ. ૧ માં આવતું જૈન ભૂમિતિશાસ્ત્રનું પારિભાષિક કોષ્ટક તથા શ્રી બૃહત્સંગ્રહણી ગા ૨૮૯ થી ૨૯૩ના આવતી જૈન ભૂમિતિશાસ્ત્રની કેટલીક પારિભાષિક સંજ્ઞાઓ

૩ સમવસરણ જેટલે તીર્થંકર પ્રભુની ધર્મદેશના માટેનું અલૌકિક ભવ્ય રચનામય વ્યાસપીઠ

આની વિસ્તૃત માહિતી માટે શ્રી સમવસરણ કુલક, શ્રી સમવસરણ સ્તવ આદિ પ્રકરણ ગ્રંથો તથા શ્રી આવશ્યકનિર્યુક્તિનું (ગા ૫૪૩ થી ૫૯૦ સુધીનું) સમવસરણદ્વાર, અને શ્રી અભિધાનરાજેન્દ્રકોશ ભા ૪મા तित्थयर શબ્દ જુઓ

મહત્તા સૂચવતા “**नमो तित्थस्स**” પદ દ્વારા તીર્થને નમસ્કાર કરી

**તીર્થંકર પ્રભુના અદ્ભુત રૂપનું વર્ણન**

પૂર્વ સિંહાસન પર વિરાજમાન થતા તે સમયે દેવો પ્રભુના અત્યદ્ભુત તેજસ્વી રૂપને ચક્ષુગ્રાહ્ય-મધુર કરવા હેતુથી પ્રભુના મસ્તકની પાછળ બાર સૂર્યના તેજના સમૂહવાળું વિશિષ્ટ સૌમ્ય-કાંતિ-યુક્ત ભામંડલ ગોઠવે છે, કારણ કે જગત્માં સામાન્ય રીતે સામાન્ય લોકો કરતા **માંડલિક રાજાનું** રૂપ સુંદર હોય છે તેનાથી અનંતગણું રૂપ **બલદેવનું** તેનાથી અનંતગણું **વાસુદેવનું** તેનાથી અનંતગણું **ચક્રવર્તીનું** તેનાથી અનંતગણું સુંદરતાવાળું **સામાન્ય દેવ-**(વ્યંતર)નું રૂપ હોય તેનાથી અનંતગણું વધારતા વધારતા યાવત્ **અનુત્તર વિમાન**(સર્વાર્થસિદ્ધ)ના દેવનું રૂપ સર્વોત્કૃષ્ટ હોય પણ તેનાથી અનંતગણું મનોહર **ચૌદપૂર્વીઓ** બનાવેલ [1]**આહારક શરીર** હોય અને **ગણધર ભગવાનનું** રૂપ તો તેનાથી પણ અનંતગણું વધુ હોય, તે બધા કરતા અનંતાનંતગુણ અત્યદ્ભુત સુંદરતાવાળું રૂપ **તીર્થંકર પરમાત્મા-(શ્રી સીમંધર સ્વામી)**નું હોય છે જેને અમદ રૂપમાં જોવા જગતના

---

૧ આહારક શરીર-સકળશાસ્ત્રરહસ્યભૂત-ચૌદપૂર્વના જ્ઞાતા સમર્થ શ્રુતકેવળી આચાર્ય તથાવિધ આવારક કર્મના વિષમ વિપાકમાં મુંઝવતા કોઈક પ્રશ્નનો મહાવિદેહક્ષેત્રમાં વિચરતા પ્રભુ પાસેથી નિવેડો મેળવવા માટે તથાવિધ લબ્ધિ(યોગશક્તિ)વડે નવું સ્વાનુરૂપ હસ્તપ્રમાણ અતિ સુંદર જે શરીર બનાવે તે

આની વધુ માહિતી પૂર્વધર સમર્થ યુગપ્રધાનાચાર્ય **શ્રી ઉમાસ્વાતિજી-રચિત શ્રી અર્હત્પ્રવચનમ્ સ્વરૂપ શ્રી તત્ત્વાર્થાધિગમ સૂત્ર** અધ્યાય ૨ સૂ. ૩૭ અને ૪૯નું સ્વોપજ્ઞભાષ્ય તથા **શ્રી સિદ્ધસેન ગણિવરરચિત** સંસ્કૃત મોટી ટીકા (પા. ૧૯૫ અને ૨૦૮)માંથી મેળવવી

કોઈ પણ પ્રાણી સમર્થ નથી[1] માટે જ દેવો તે તેજનું અદ્ભુત ભામંડળ રચી પ્રભુના રૂપને સર્વજનપ્રિય અને સૌમ્ય બનાવે છે આવી અનુપમ અદ્ભુત શરીરાદિની શોભાવાળા અનેકગુણનિધાન **શ્રી સીમંધરપ્રભુ** સકળ સંઘને જય કરનારા થાઓ

હવે રાસકાર સમવસરણની મહત્તા સૂચવતા **શ્રી આવશ્યક-નિર્યુક્તિ** ( ગા ૫૬૮ )ના આધારે જણાવે છે કે—

જ્યાં તીર્થંકરનું પ્રથમ જ સમવસરણ થયું હોય અથવા જેણે પહેલાં કોઈ વખત સમવસરણ જોયું ન હોય એ સમાચાર મળવા છતાં બાર યોજન ( ૪૮ ગાઉ ) સુધીમાંથી ન આવે તો તે સાધુ-સાધ્વીને શાસ્ત્રકારોએ [2] 'ચતુર્લઘુ'નું પ્રાયશ્ચિત્ત જણાવ્યું છે

---

૧ શ્રી આવશ્યક નિર્યુક્તિ( ગા ૫૬૯ )માં પ્રભુના રૂપની અતિશાયિતાની પરાકાષ્ઠાનું વર્ણન નીચેના શબ્દોમાં કર્યું છે –

જગતના તમામ દેવો ભેગા થઈ પોતાની સર્વ શક્તિનો ઉપયોગ કરીને અંગૂઠા જેટલું પણ કદાચ સાત્ત્વિકવૃત્તિવશ સર્વોત્કૃષ્ટસ્વરૂપ બનાવે છતાં ભગવાનના પગના અંગૂઠા સાથે તેની તુલના કરીએ તો પોતાની અનંતાનંત મનાતી ઉત્કૃષ્ટ વૈક્રિય શક્તિના બળે તૈયાર કરેલું તે રૂપ પ્રભુના પગના અંગૂઠા સામે કોલસાની જેમ નિસ્તેજ-ફીકું અને અસાર જણાય '

૨ આ શબ્દ જૈન દંડનીતિશાસ્ત્રનો સુપ્રસિદ્ધ પારિભાષિક શબ્દ છે આ શાસ્ત્ર યોગ્ય પરિણત અમુક જ સાધુઓને ભણાવવામાં આવે છે વિશેષ માહિતી માટે છેદગ્રંથો જૂઓ

'ચતુર્લઘુ' શબ્દના પરિચય માટે પૂજ્યાચાર્ય શ્રીહરિભદ્રસૂરીશ્વર-રચિત શ્રી સંબોધપ્રકરણ આલોચનાધિકાર ગા ૮૫ થી ૯૪ ગાથાઓ તથા શ્રી જૈન ગ્રંથ પ્રકાશક સભા—અમદાવાદ તરફથી વિ સં ૧૯૭૨માં પ્રકાશિત આ ગ્રંથની પાછળ ૬૦ થી ૬૩ પાનામાં આવેલ પ્રાયશ્ચિત્તના સ્વરૂપદર્શક યંત્રો જૂઓ

આ રીતે પ્રભુના સમવસરણની મહત્તા શાસ્ત્રકાર મહર્ષિના શબ્દોથી રજૂ કરી અવસરોચિત પ્રભુના સમવસરણ પ્રસંગે વધામણી બાબતની શાસ્ત્રવ્યવસ્થા વર્ણવતાં શાસ્ત્રકાર જણાવે છે કે—

**વધામણી પ્રસંગે [1]વૃત્તિદાન-પ્રીતિદાનની વ્યવસ્થા**

ભૂતકાળમા જે તીર્થંકરો થયા છે વર્તમાન કાળમા જેઓ હયાત છે અને ભવિષ્યમા જેઓ થશે તે સર્વેની સમાચારી વધામણી સાંભળી ષટ્ખંડાધિપતિ ચક્રવર્તીઓ વૃત્તિદાન તરીકે સાડા બાર લાખ અને પ્રીતિદાન તરીકે સાડાબાર ક્રોડ સોનુ અને ત્રિખંડાધિપતિ વાસુદેવો વૃત્તિદાન તરીકે સાડાબાર લાખ અને પ્રીતિદાન તરીકે સાડાબાર ક્રોડ ચાંદી અને માંડલિક (સામાન્ય) રાજાઓ વૃત્તિદાન તરીકે સાડાબાર હજાર અને પ્રીતિદાન તરીકે સાડાબાર લાખ ચાંદી આપે છે અને અન્ય શ્રીમંત શેઠીઓ પણ સ્વ સ્વશક્તિ અનુસાર વધામણી લાવનારને યથાયોગ્ય બક્ષિસ-ઇનામ વગેરેથી ખુશ કરે છે આ રીતે જેઓ તીર્થંકર પ્રભુ ઉપર અવિચલ શ્રદ્ધાપૂર્વક ધર્મનો દૃઢ અનુરાગ હોવાથી ચઢતા મોહોત્સાહ લક્ષ્મીનો સદ્વ્યય કરે છે, તેઓ ખરેખર જગતમા સર્વોચ્ચ સ્થાનને પામે છે

---

૧ વૃત્તિદાન-પ્રભુ પધાર્યાની ખબર આપવાના કામ પર નીમેલા માણસોને વધામણી લાવતાની સાથે જ ઇનામ તરીકે આપવામા આવે તે

પ્રીતિદાન-પ્રભુ પધાર્યાની ખબર મળતાની સાથે જ વધામણી આપનાર અને અન્ય લોકોને પણ અનુવર્તનાના શુભ હેતુથી છૂટથી વહેંચવામા આવે તે

આ બન્ને દાનોમા વૃત્તિદાન નિયત માણસોને નિયત સંખ્યામા જ અપાતુ હોવાથી તેના કરતા પ્રીતિદાન અનેક માણસોને અનિયત સંખ્યામાં સ્વસ્વશક્તિ અનુસાર દેવાતુ હોવાથી ધર્મની વધુ પ્રભાવના કરે છે

આની વધુ માહિતી માટે જૂઓ શ્રી આવશ્યકનિર્યુક્તિ ગા ૫૮૦ અને શ્રી પ્રદ્યુમ્નસૂરિરચિત શ્રી વિચારસારપ્રકરણ

વળી વિહરમાન વિભુ શ્રી સીમંધરસ્વામી દેવે રચેલ ભક્તિભાવથી એવા સમવસરણમાં ચતુર્મુખ સ્વરૂપે જન્મ, જરા, મરણ આદિ વિવિધ

**ધર્મદેશના**

તાપથી સંતપ્ત થયેલા સંસારના પ્રાણીઓને પરમ શાંતિપ્રદ ધર્મની દેશના આપી તે સમયે જગતના પ્રાણીઓને ધર્મની સુમધુર દેશના આપનાર તીર્થંકર-પ્રભુ સ્વયં-પોતે પણ ચાર ગતિ અને ચાર કષાયના તાપથી અળગા થયા છે તે સૂચવવા જ ખરેખર ભક્તિવિનમ્ર દેવે રચેલ પ્રભુ ચતુર્મુખ દેખાય તેવી અતિશયસંપન્ન વ્યવસ્થા કરેલી

આ પ્રસંગને અનુસરી ફરી વાસ્તવિક અનુગ્રહકારી તીર્થંકર પરમાત્માની સુમધુર શાંતિપ્રદ ધર્મદેશનાની સર્વોપરિતાને પ્રાસંગિક વર્ણવે છે

**પ્રભુવાણીની મહત્તા**

કે-[1]તીર્થંકરપ્રભુની વાણી જુદા જુદા દેશ-ક્ષેત્રોમાં ઉત્પન્ન થયેલ સર્વ પ્રાણીઓને અનુકૂલરૂપે પરિણમનારી હોય છે તથા નિરંતર કલાકો સુધી સાંભળવા છતાં અરુચિ કે કંટાળા જેવું ન જણાય તેવા અદ્ભુત સુમધુરતા ગુણવાળી પ્રભુની વાણી તનમનમાં એવી અજબ લીનતા પ્રગટ કરે કે કદાચ તીર્થંકર પ્રભુ દેશના દેવા માંડે અને જોતા આખી જિંદગી એક જ આસને બેસી સાંભળે છતાં ભૂખ-તરસ કે પરિશ્રમના દુઃખની ખબર જ ન પડે આવી અદ્ભુત ગુણવાળી પ્રભુવાણીને વધારે શું વર્ણવું ? ગમે તેવા સંસારના તાપથી પીડાતા પણ પ્રાણીને પ્રભુની વાણીનું શ્રવણમાત્ર સર્વ દુઃખો દૂર કરી પરમ શાંતિ આપે છે જેમાં દૃષ્ટાંત તરીકે શ્રી આવશ્યક-નિર્યુક્તિ (ગા. ૫૭૮)નું વૃદ્ધદાસીનું[2] દૃષ્ટાંત સુપ્રસિદ્ધ છે

---

૧ આનું વધુ વર્ણન શ્રી આવશ્યકનિર્યુક્તિ (ગા. ૫૬-૫૭)ની હારિભદ્રીય અથવા મલયગિરીય વૃત્તિમાં તથા શ્રી અભિધાનરાજેન્દ્ર કોશ ભા ૪ "तित्थयर" શબ્દ પા ૨૩૪માં ૧૧૪મા દ્વાર તરીકે વચનની વાણીના પાંત્રીશ ગુણોના અધિકારમાં જૂઓ

૨ આ કથા પાછળ ચોથા પરિશિષ્ટમાં જૂઓ

આવા અવર્ણનીય એક ગુણમણિના ભંડારરૂપ શ્રી સીમંધર પરમાત્મા અત્રમા જયજયકાર કરનાર થાઓ જેઓ શીતળતા-શાંતિને આપનાર આ તીર્થંકર-પ્રભુ જ છે, બાકી જગતના જલ-પદ્મ-ચંદનાદિ પદાર્થો તો ક્ષેત્ર-કાલ-પરિસ્થિતિ આદિને આધીન શાંતિને આપનાર છે માટે તે પદાર્થો વસ્તુત શાંતિ દેનાર નથી

શ્રી સીમંધર વિભુ સુમધુર ધર્મદેશના આપી રહ્યા છે તે વારે ગામના રાજા દુર્બલ સ્ત્રીએ ખાંડેલા અને સામર્થ્યપૂર્વક છાડેલા-વીણેલા-

[^1]બલિ-ઉત્ક્ષેપ-વિધિવર્ણન

અખંડ કમલશાલિના સીધા [^2]આઢક પ્રમાણ ચોખાની બનાવેલ સુગંધયુક્ત બલિને લઇ વાજતે-ગાજતે ધામધૂમપૂર્વક પૂર્વદ્વારથી પેસે છે દેવ દેવીઓ પણ વિવિધ વાજિંત્રોના નાદપૂર્વક આવતા બલિના થાળને સન્માનપૂર્વક પ્રભુ જ્યાં બિરાજેલા છે ત્યાં લાવે છે એટલે પ્રભુ પણ ધર્મકથાનો ઉપસંહાર કરી વિરમે છે બાદ રાજા ભક્તિપૂર્વક પ્રભુને નમસ્કાર કરી બલિના થાળને લઇ દેવદેવીઓના પરિવાર સાથે પ્રભુ શ્રી સીમંધર સ્વામીને ત્રણ પ્રદક્ષિણા દે છે પછી તે બલિને પ્રભુ સન્મુખ દિશાભિમુખપૂર્વક ઉછાળે છે તે સમયે ઉછાળેલ તે બલિનો અડધો ભાગ તો દેવતાઓ ભૂમિ પર પડે નહિ તે પહેલાં જ

[^1]: આ પ્રસંગનું વિસ્તૃત વર્ણન શ્રી આવશ્યકનિર્યુક્તિ (ગા ૫૪૮ થી ૫૮૭)ની શ્રી હારિભદ્રીય અથવા મલયગિરીયવૃત્તિમાં જૂઓ

[^2]: આ શબ્દ પ્રાચીન વ્યાપારી ગણિતશાસ્ત્રનો પારિભાષિક શબ્દ છે આનો સામાન્ય અર્થ ચાર પ્રસ્થ થાય છે અને મગધદેશમાં ચાલતા પ્રસ્થનું પરિમાણ ૬૪૩૩૨ દાણા થાય છે જૈન પદાર્થપરિમાણ શાસ્ત્રમાં પણ આ શબ્દ બહુ વપરાયેલ છે આનું સવિસ્તર વર્ણન શ્રી તદુલવૈચારિક પયન્ના-(સૂ. ૫૫)માં જૂઓ તેમાં નીચે મુજબનું પદાર્થપરિમાણનું કોષ્ટક વર્ણવ્યું છે

૨ અસઇ-પસઇ ૪ સેતિકા-કુડવ
૨ પસઇ-સેતિકા ૪ કુડવ-પ્રસ્થ
૪ પ્રસ્થ-આઢક

ગ્રહણ કરે છે, બાકીના ગંધોદકમાંથી અડધો ભાગ ગામનો રાજા લઈ જાય અને બાકીનું બીજા બધા સામાન્ય લોકો લઈ જાય છે કારણ કે તે બલિનો એવો અનુપમ પ્રભાવ છે કે તેનો એક પણ દાણો જેના માથા પર પડે તેના સર્વરોગો શમી જાય છે અને છ માસ સુધી નવા રોગ થતા નથી, એમ શ્રી આવશ્યક-નિર્યુક્તિ (ગા૦ ૫૮૭)માં કહેલું છે

**શ્રી સીમંધર પ્રભુના ગુણાનુવાદ અને શ્રી કામગજેન્દ્રની કથાનો સબંધ**

હે **શ્રી સીમંધર** વિભુ! મહાવિદેહક્ષેત્રના માનવીઓ ખરેખર ધન્ય છે કે જેઓ રોજ આપને વંદન કરે છે કારણ કે આપની જેઓ એકનિષ્ઠ-ભાવબુદ્ધિથી ભક્તિ કરે છે તેઓ ફરીથી સંસારના દુઃખમાં પડતા જ નથી. હે વિહરમાણ વિભુ! ભરતક્ષેત્રના પણ ઘણા ભવ્યાત્માઓ આપશ્રીની વાણીથી સુખ-શાંતિ પામ્યા છે પામે છે અને પામશે.

જેમ કે [1]હલધર બલભદ્રજીના ભાઈ ત્રણખંડાધિપતિ શ્રી કૃષ્ણવાસુદેવ મહારાજા અને તેમની પટરાણી **રુક્મિણીદેવી** વિગેરે પરિવારનું પ્રદ્યુમ્નકુમારનું જન્મતાં જ અપહરણ થઈ જવાથી થયેલ અનુપમ વિરહનું દુઃખ નારદ મુનિ દ્વારા આપશ્રીએ કહેલ પ્રદ્યુમ્નકુમારના પૂર્વભવ આદિના વૃત્તાંતો સાંભળવાથી દૂર થયું અને પરમ આનંદને પામેલા.

તથા **સરસ્વતી સાધ્વીના** વીરા ભાઈ કાલકાચાર્યે ઉજ્જયિનીપતિ ગર્દભિલ્લ રાજાનો ઉચ્છેદ કરી જિનશાસનની પ્રભાવના

---

૧ આની વધુ માહિતી માટે જૂઓ શ્રી વસુદેવહિંડી પેઢિકા પા. ૮૮ થી પા. ૯૦ સુધીનો પ્રદ્યુમ્નકુમારના પૂર્વજન્માદિનો કથા સંદર્ભ તથા શ્રી જંબૂદ્વીપપ્રજ્ઞપ્તિપ્રમેયમંજૂષાવૃત્તિકાર શ્રી શાંતિચંદ્રવાચક શિષ્યરત્નોપાધ્યાય શ્રી રત્નચંદ્રગણિ રચિત શ્રી પ્રદ્યુમ્ન ચરિત્ર સર્ગ ૫, શ્લો. ૮૬ થી ૨૬૨માં આવતો પ્રદ્યુમ્નસાગનો અધિકાર

વધારનાર તથા પર્યુષણા-સંવત્સરી-પર્વને ચતુર્થીમાં લાવનાર [1]શ્રી કાલિકાચાર્ય મહારાજ આ શ્રીના મુખથી નિગોદના અપૂર્વ વ્યાખ્યાતા તરીકેની સુવર્ણ પ્રશંસા-કીર્તિ મેળવી કૃતપુણ્ય બન્યા. તેમ જ ચાર અનુયોગની રચના કરનાર પૂર્વધર [2]શ્રી આર્યરક્ષિતસૂરિ

---

૧-૨ અહીં શાસ્ત્રકાર નિગોદના વ્યાખ્યાતા તરીકે **શ્રી સીમંધર પ્રભુ**દ્વારા પ્રશંસિત થયેલા **શ્રી કાલકાચાર્ય** અને **શ્રી આર્યરક્ષિતસૂરિ** એ બન્નેનો ઉલ્લેખ કરીને નિગોદની વ્યાખ્યાના સંબંધમાં ચાલતા મતભેદનો સુંદર સમન્વય કરી દે છે.

કારણ કે **શ્રી કાલકાચાર્યકથાદિ** ગ્રંથો **શ્રી સીમંધર પ્રભુની** પ્રશંસાથી પ્રેરાઈને બ્રાહ્મણરૂપે આવેલ **શક્રેન્દ્ર** સામે કરેલી નિગોદની વ્યાખ્યાનો પ્રસંગ **શ્રી પર્યુષણા-સંવત્સરી-પર્વને** ચતુર્થીમાં લાવનાર **અવંતિપતિ-ગર્દભિલ્લોચ્છેદક યુગપ્રધાન શ્રી કાલકસૂરિ** સાથે સંબંધિત જણાવે છે. પણ આગમિક સાહિત્યમાં પ્રામાણિકપણે મહત્ત્વપૂર્ણ સ્થાન ભોગવનાર ચૂર્ણિ અને તદનુસારી અન્ય ગ્રંથો શક્રેન્દ્ર સમક્ષ કરાવેલી નિગોદની વ્યાખ્યાનો પ્રસંગ બીજી રીતે વર્ણવે છે.

જેમકે-શ્રી આવશ્યકચૂર્ણિમાં (નિર્યુક્તિ ગા. ૭૭૪ના વિવરણ પ્રસંગે) તથા શ્રી આવશ્યકનિર્યુક્તિ ગા. ૭૭૮ ની હારિભદ્રીય વૃત્તિ (પા. ૩૦૯-૩૧૦)માં તથા **શ્રી મલયગિરીવૃત્તિ**( પા. ૩૯૯-૪૦૦ )માં **"देविंद-वंदिएहिं"** પદના વિવરણમાં

"**શ્રી સીમંધર પ્રભુએ** કરેલ નિગોદની વ્યાખ્યા સાંભળી ઉત્સુક બનેલ **શ્રી શક્રેન્દ્રે** ભરતક્ષેત્રમાં તે સમયે સૂ૦ નિગોદ સ્વ૦ પ્રતિવચક આચાર્યની જિજ્ઞાસા કરવાથી **શ્રી સીમંધરસ્વામીએ શ્રી આર્યરક્ષિતસૂરિનું** નામ સૂચવ્યું એટલે શ્રી શક્રેન્દ્રે શ્રી આર્યરક્ષિતસૂરિ પાસે બ્રાહ્મણરૂપે આવી નિગોદના અપૂર્વ સ્વરૂપને સાંભળી પ્રસન્ન થઈ સૂરિનો ભક્તિપૂર્વક મહિમા કર્યો અને આ રીતે **શ્રી આર્યરક્ષિતસૂરિ** દેવેન્દ્રવંદિત થયા -એમ વર્ણવેલ છે.

આ જ મુજબ વિ૦ સં૦ ૯૧૫ માં ભાદરવા સુદ પાંચમ બુધવારે નાગપુરમાં શ્રી જયસિંહસૂરિએ રચેલ અને સીંઘી જૈન ગ્રંથમાળાના

મઠ પણ આપશ્રીના મુખથી પ્રશંસિત થવાના સાભાગ્યો મેળવવા ભાગ્યશાળી બન્યા પણ આ ગ્રંથમાં મુખ્યત્વે વર્ણવાયેલી શ્રી કામગજેન્દ્રકુમારની કથા અપ્રસિદ્ધ છે, અને તે પૂર્વભવમાં માતાની સમક્ષ સગી બ્હેન સાથે વ્યભિચાર કરવાના ભયંકર પાપથી કેવી રીતે બચેલ

---

૨૮ મા ક્રમાંક તરીકે પ્રકાશિત પં૦ લાલચંદ ગાંધી સંપાદિત શ્રી ધર્મોપદેશમાલા વિવરણ ગ્રંથ(પા ૧ ૭)માં ની ધર્મોપદેશમાળાની ૨૮ મી ગાથાના વિવરણ પ્રસંગે શુક્લધ્યાનના વિષય રૂપે અપાયેલી ૩૪ મી શ્રી આર્યરક્ષિતસૂરિની કથા(શ્લો૦ ૨૨)માં પણ–'શ્રી સીમંધરપ્રભુની પ્રશંસાથી પ્રેરિત થઈને બ્રાહ્મણરૂપે આવેલ શક્રેન્દ્ર સામે મથુરા નગરીમાં શ્રી આર્યરક્ષિતસૂરિએ નિગોદની વ્યાખ્યા કર્યાનું જણાવેલ છે

તેમજ શ્રી જૈનાનંદ પુસ્તકાલય સુરતના હસ્તલિખિત શાસ્ત્રસંગ્રહની પ્ર ન ૫૭૪ શ્રી ભદ્રેશ્વરસૂરિવિરચિત કથાવલી ખંડ ૨ ગા ૨૦૨ની વૃત્તિમાં 'देविन्दवंदिअ' પદના વિવરણ પ્રસંગે શ્રી આર્યરક્ષિતસૂરિને શક્રેન્દ્ર સમક્ષ અદ્ભુત નિગોદના વ્યાખ્યાતા જણાવેલા છે (આ અંગેની વધુ માહિતી જૂઓ શ્રી ભદ્રેશ્વરસૂરિરચિત કથાવલી ગ્રંથ ખંડ ૨ ગા ૨૮૨ના વિવરણમાં ૮૪થી ૯૧ સુધીના શ્લોકો) પણ શ્રી આવશ્યકચૂર્ણિ વૃત્તિમાં વર્ણવાયેલ શ્રી આર્યરક્ષિતસૂરિની નિગોદની વ્યાખ્યાના પ્રસંગ કરતાં કથાવલીમાં આ પ્રસંગ બીજી રીતે વર્ણવાયેલ છે કેમકે શ્રી આવશ્યકચૂર્ણિ–વૃત્તિ કે તદનુસારી અન્ય ગ્રંથોમાં શ્રી સીમંધર પ્રભુએ નિગોદના અપૂર્વ વ્યાખ્યાતા તરીકે કરેલી પ્રશંસાને સાંભળી શ્રી આર્યરક્ષિતસૂરિ પાસે શક્રેન્દ્રનું આગમન વર્ણવાયેલ છે અને કથાવલી ગ્રંથમાં શ્રી આર્યરક્ષિતસૂરિ પાસે નિગોદની વ્યાખ્યા સાંભળવા શક્રેન્દ્રનું સ્વાભાવિક આગમન વર્ણવાયું છે અને તે ઉપરાંત વધારામાં શ્રી સીમંધર પ્રભુએ શ્રી આર્યરક્ષિતસૂરિની નિગોદના અદ્ભુત વ્યાખ્યાતા તરીકેની નહિ પણ વિશુદ્ધ સંયમપાલક તરીકેની કરેલી પ્રશંસાનો ઉલ્લેખ છે

આ રીતે શ્રી આવશ્યકચૂર્ણિ અને તદનુસારી શ્રી આવશ્યકવૃત્તિ તથા શ્રી કથાવલી ગ્રંથના આધારે શક્રેન્દ્રસમક્ષ નિગોદની વ્યાખ્યા કરનાર શ્રી આર્યરક્ષિતસૂરિ જ સિદ્ધ થાય છે

વળી શ્રી સેનપ્રશ્ન(ગુજરાતી ભાષાંતર પા ૧૭૫)માં ૩–૧–૮૦ મા પ્રશ્ન

શ્રી કામગજેન્દ્રના ભવમાં આપ(શ્રી **સીમંધર પ્રભુ**)ના ઉપદેશથી કેવી રીતે સમ્યકૃત્વને પામી શ્રી **મહાવીરસ્વામી** પાસે દીક્ષા લઇ તેજ ભવમાં મોક્ષે ગયા! આ બધો અધિકાર અત્યંત વૈરાગ્યપોષક છે અને આ બધા અધિકારમાં આનો જ ઉદ્દેશ પ્રધાન ભૂમિકા ભજવી છે, આવી ઉત્કૃષ્ટતમ વિષયવાસનાના ત્યાગરૂપ વૈરાગ્યરસથી ભરપૂર **શ્રી કામગજેન્દ્રની** કથા સાંભળતા કોને રોમાંચોદ્ગમપૂર્વક વૈરાગ્ય ન થાય? માટે હે શ્રોતાજનો! સાવધાન થઇને સાંભળો કે-કામગજેન્દ્રે પૂર્વભવમાં તિલક આદિ મિત્રો સાથે કઈ રીતે નિર્મલ ચારિત્ર પાળ્યું?

---

તરીકે વર્ણવેલા પાંચ કાલકાચાર્યોમાં ચોથા કાલકાચાર્યનું વર્ણન કરતા તેરમી સદીના થયેલા અંચલગચ્છીય શ્રી ધર્મઘોષસૂરિરચિત શ્રી ઋષિમંડલ પ્રકરણ(વિશ્રામ ૫, અંશ ૩ શ્લો ૧૮૮)નું સમર્થન આપી શ્રી આર્યરક્ષિતસૂરીશ્વરજી મ૦ને વીર નિ સં ૫૮૪ વર્ષે નિગોદની અપૂર્વ વ્યાખ્યા કરવાથી શક્રેન્દ્રદ્વારા કાલકાચાર્ય નામ મળ્યાનો ઉલ્લેખ કર્યો છે જો કે શ્રી ઋષિમંડલમાં શ્રી આર્યરક્ષિતસૂરિ મ ને શક્રેન્દ્ર દ્વારા કાલકાચાર્ય નામ મળ્યાનો ઉલ્લેખ નથી

એટલે શ્રી સેનપ્રશ્નકારના મતે શ્રી કાલકસૂરિ અને શ્રી આર્યરક્ષિતસૂરિ બન્ને એક જ સિદ્ધ થાય છે

આ રીતે શક્રેન્દ્ર સમક્ષ થયેલી નિગોદની વ્યાખ્યાના સંબંધમાં રહેલા મતભેદનું સુંદર સમન્વય કરવા માટે જ જાણે રાસકારે અહીં (ગા ૧૬ આરના ઉત્તરાર્ધમાં) "કાલિકસૂરિ આર્યરક્ષિત" પદોનો પ્રયોગ કર્યો લાગે છે કારણ કે આ પદો ઉપરના બન્ને મતનો સંગ્રહ કરી લે છે

કેમકે 'કાલિકસૂરિ અને આર્યરક્ષિતસૂરિ આપથી ઉપકૃત થયેલા છે'—આ અર્થની વિવક્ષામાં કાલકાચાર્યકથાદિ ગ્રંથો અને ચૂર્ણિ-તદનુસારી ગ્રંથોમાં ઉલ્લેખાયેલી બીનાનો સંગ્રહ થઇ જાય છે અને 'કાલકસૂરિ ઉપનામ છે જેનું એવા આર્યરક્ષિતસૂરિ આપથી ઉપકૃત થયેલા છે' આ અર્થની વિવક્ષામાં શ્રી સેનપ્રશ્નમાં વર્ણવેલી બીનાની સંગતિ થઈ જાય છે

આ રીતે રાસકારે શબ્દરચનાની કુશલતાથી શક્રેન્દ્ર સમક્ષ થયેલી નિગોદની વ્યાખ્યા સંબંધી મતભેદનું સુંદર નિરાકરણ કર્યું છે

અને અનશન કરી મોક્ષગતિ મેળવી? તથા તેમના જીવનચરિત્રમાં શ્રી ધર્મનાથપ્રભુનો શ્રી મહાવીર પ્રભુનો અને **શ્રી સીમંધર પ્રભુનો** કેવો સંબંધ ગુંથાયેલો છે? વિગેરે વૃત્તાંત અદ્ભુત વૈરાગ્યપોષક છે.

આ રીતે પ્રથમ ઉલ્લાસમાં રાસકારે પ્રસ્તુત રાસમાં વર્ણવવા ધારેલ **શ્રી કામગજેન્દ્ર** રાજપુત્રની કથાના ઉપક્રમમાં સુસંગતપણે **શ્રી સીમંધર** પ્રભુના જીવનચરિત્રને વર્ણવ્યું અને **શ્રી સીમંધર** પ્રભુથી **શ્રી કામગજેન્દ્ર**કુમાર ઉપકૃત થશે તેનાથી પ્રસ્તુત કથાનો સંબંધ પણ **શ્રી સીમંધર** પ્રભુ સાથે સૂચવ્યો. હવે **શ્રી કામગજેન્દ્રકુમાર શ્રી સીમંધર પ્રભુના** સંસર્ગમાં આવી કઈ રીતે ઉપકૃત થશે તેનું વિસ્તૃત વર્ણન (બીજા) મધ્ય ઉલ્લાસમાં આવશે.

**॥ ઇતિ શ્રીસીમંધરસ્વામિ-શોભા-તરંગે [1]પચમ(સુંદર) પ્રથમોલ્લાસ સમાપ્ત ॥**



---

૧ આ શબ્દનો પ્રયોગ અહીં કયા અર્થમાં છે તે નિશ્ચિત નથી. ચાણસ્મા-પાટણની પ્રતના અક્ષરોમાં આ મુજબ જ ઉલ્લેખ છે એટલે મૂળ રાસકારનો જ આ શબ્દપ્રયોગ જણાય છે. શ્રી શબ્દરત્નમહોદધિ ભા. ૨ (પા. ૧૨૬૩)માં पचम શબ્દના સુંદર, કુશળ, હોશિયાર અર્થો કર્યા છે. તેમાંથી અહીં સુંદર અર્થ સંગત થતો જણાય છે. આ સંબંધી વધુ વિચાર પ્રો. હી. ર. કાપડિયાએ આ ગ્રંથના 'પરિચય'માં કર્યો છે ત્યાંથી જોઈ લેવા ભલામણ છે.

॥ ॐ अर्हं नमः ॥

# શ્રી સીમંધર-શોભા-તરંગ

## (મધ્ય ઉલ્લાસ)

**મધ્ય ઉલ્લાસનો ઉપક્રમ**

હવે મધ્ય ઉલ્લાસમાં કથાનાયક શ્રી કામગજેન્દ્રકુમારને શ્રી સીમંધર-પ્રભુનો સમાગમ કઈ રીતે થયો અને કઈ રીતે ઉદ્ધૃત થયા? તેનું વિસ્તૃત વર્ણન શરૂ કરતા ગ્રંથકાર પ્રસ્તુત કથાની પ્રામાણિકતા સૂચવવા શ્રાવસ્તીપુરીમાં શ્રી મહાવીર પ્રભુએ શ્રી ગૌતમસ્વામીને તેમના પ્રશ્નના જવાબમાં આ કથા કઈ રીતે કહી તે પ્રસંગ રજૂ કરે છે

**શ્રી વીર-પ્રભુની શ્રાવસ્તીમાં પધરામણી અને કથાપ્રારંભની પૂર્વ ભૂમિકા**

ચરમતીર્થપતિ શાસનનાયક **શ્રી મહાવીરસ્વામી** પરમાત્મા ગ્રામાનુગ્રામ વિચરતા પૃથ્વીમંડળને પાવન કરતા વિહારાનુક્રમે એક વખત **શ્રી શ્રાવસ્તી** નગરીમાં સમોસરે છે પ્રભુની પધરામણીથી નગરીના લોકો ચંદ્રના શીતળ કિરણોથી કુમુદિનીના પત્રવિકાસની જેમ પ્રફુલ્લ થયા અને સંપૂર્ણ શોભાવાળા શ્રી મહાવીર પ્રભુના મુખચંદ્રને નિહાળવા ઉજમાળ બન્યા કારણ કે પ્રભુનો મુખ-ચંદ્ર કુમતરૂપ રાહુના ફંદમાં નહિ આવનાર અને કલંકરહિત તેમજ સકલ લોકને સુખદાયી હોવાથી લૌકિક ચંદ્ર કરતા અત્યદ્ભુત હતો આ અવસરે પ્રભુની સેવા માટે લાલાયિત બનતા ઈન્દ્રાદિક અસંખ્ય દેવોએ સુંદર સમવસરણની રચના કરેલી અને તેમાં સ્વર્ણ સિંહાસન પર બિરાજેલા અલૌકિક રૂપનિધાન પ્રભુ **શ્રી મહાવીરદેવના** મુખથી અનુપમ ધર્મદેશના-સુધાનું પાન કરતા હતા તે નગરીનો રત્નાકર નામનો રાજા પણ સમસ્ત પરિવાર સાથે ભાવભક્તિપૂર્વક આવીને

યથોચિત સ્થાને જડેલા છે આવા પ્રસંગે [1]ઇંદ્રછંદ, [2]વિજયછંદ અને [3]દેવછંદ આદિ ઉત્તમોત્તમ આભૂષણોથી અને નંદનવન વૃક્ષના કલ્પવૃક્ષની જેમ વિવિધ ઉત્તમ રત્નોથી શોભતો એક માણસ આવીને પ્રભુને જય જય નાદથી વધાવી વિનયપૂર્વક વંદન નમસ્કાર કરે છે અને ભક્તિભાવે હાથ જોડી પૂછે છે કે—"હે પ્રભુ! મેં ગતરાત્રિએ જે અનુભવ્યું અને એકાંતમાં જોયું અને સાંભળ્યું, તે શું ખરેખર સાચું છે કે કોઈ દેવમાયાકૃત પ્રતિભાસસ્વરૂપ છે!"

એટલે પરમ કૃપાળુ શ્રી મહાવીર પ્રભુએ 'તે બધું સત્ય છે' એમ કહ્યું એટલે આવેલ માણસ પોતાની જિજ્ઞાસા તૃપ્ત થવાથી આનંદિત થઈને વંદન કરી ચાલ્યો ગયો. એટલે આદ્યગણધર શ્રી ગૌતમસ્વામીજીએ વિનયપૂર્વક પ્રણમી પૂછ્યું કે "હે ત્રિજગન્નાથ! એ માણસે શું પૂછ્યું અને આપે શું કહ્યું તેનું રહસ્ય અણઉકેલ્યું હોવાથી હૃદયમાં ભારે કૌતુક ઉત્પન્ન થાય છે માટે હે જગવત્સલ પ્રભુ! તેનું વિસ્તૃત વર્ણન કરી અમારી ઉત્સુકતાને શાંત કરો

---

૧ ઇંદ્રચ્છંદ–૧૦ ૦ ગુચ્છાવાળો હાર

૨ વિજયચ્છંદ–૫૦ સેર (સરિકા) પડે તેવો હાર

૩ દેવચ્છંદ–૧૦૦ સેર(સરિકા) પડે તેવો હાર

આ ત્રણે શબ્દો પ્રાચીન આભરણશાસ્ત્રના પારિભાષિક સંજ્ઞારૂપ છે આ ત્રણેયની માહિતી કલિકાલ-સર્વજ્ઞાચાર્ય શ્રી હેમચંદ્રસૂરીશ્વરજીરચિત સ્વોપજ્ઞવૃત્તિયુક્ત શ્રી અભિધાનચિંતામણિ (કાંડ ૩ શ્લો. ૩૨૨ અને ૩૨૩)માં જૂઓ

અતિપ્રાચીન ગણાતા અને લોકમાન્ય **અમરકોશ** જેવા પ્રસિદ્ધ કોશમાં આમાંનો ફક્ત એક જ (देवच्छद) શબ્દ મળી આવે છે (આ માટે જૂઓ તેનો કાં ૩, વર્ગ ૬, શ્લો ૧૦૫) બીજા બેનો ઉલ્લેખ પણ નથી, કદાચ છદ્મસ્થસુલભ શરતચૂકથી અગર તે જમાનામાં આવા આભૂષણો પ્રચલિત ન હોવાના કારણે ઉલ્લેખ ન થયો હોય તો તે સંભવિત છે

કારણ કે આપ તો સૂર્યથી સૂમતા કીચડ ની જેમ સંદેહમાંના ભંજક છો આપની વાણી સંદેહ ઉત્પન્ન કરે તે તો પ્રભુ ! ન જ હો માટે આનું રહસ્ય સમજાવી અમારા-મારી ભ્રમણાો દૂર કરો

આ પ્રમાણે **શ્રી ગોતમસ્વામી**ની વિનયપૂર્વકની પ્રાર્થના સાંભળી એક ભવ્યજીવોના હિતને લક્ષ્યમાં રાખી પ્રભુ **શ્રી મહાવીરદેવ** આવેલ માણસનો સાદ્યંત પરિચય આપી તેણે પૂછેલા પ્રશ્નના ખુલાસા આપેલ ખુલાસા વગેરેની માહિતી વિસ્તારપૂર્વક વર્ણવે છે

### શ્રી કામગજેન્દ્ર કુમારની કથાનો પ્રારંભ

હે ગૌતમ ! અહીંથી થોડેક દૂર અડણાભપુર નામનું નગર છે ત્યાં રત્નગજેન્દ્ર નામનો રાજા છે કે જેને [1]સૂર્યની જેમ કવિ અને બુધ(પંડિત)નો વિરોગ સુખ દાઇ થતો નથી, તેને સુંદર રૂપનિધાન ગુણસંપદાથી શોભતો કામગજેન્દ્ર નામનો પુત્ર છે જેણે અપૂર્વ વિનયાદિ ગુણોથી માતાપિતાનો પ્રેમ જીતી લીધેલ છે ખરેખર તેજ પુત્રો ધન્ય અને પ્રશંસાપાત્ર છે, જેઓએ અનુપમ વિનયગુણને કેળવીને જીવનને નમ્ર, સાદુ અને સરલ બનાવ્યુ છે

એક દિવસ તે રાજકુમાર પોતાની સ્ત્રી પ્રિયગુમતી સાથે ઝરૂખામાં બેઠેલ, તે સમયે કોઇ દેવકન્યા જેવી સુંદર નવયૌવના સ્ત્રીને સામેના ઝરૂખામાં રહેલી જૂએ છે અને તેથી વિકારભાવ ઉત્પન્ન થાય છે, પણ પોતાની પડોશી સ્ત્રી પાસે હોવાથી તે ભાવને ગોપવવા પ્રયત્ન કરો

1 સૂર્યપક્ષમાં કવિ એટલે શુક્ર અને બુધ એટલે નવ ગ્રહમાંનો ચોથો ગ્રહ એમ અર્થ જાણવો

જ્યોતિષ્ શાસ્ત્રમાં વર્ણવાયેલ સૂર્યનો ચાર તથા બુધ-શુક્રની ગતિનો વિચાર કરતા એમ જણાય છે કે સૂર્યને અને બુધ-શુક્રને બીજા ગ્રહો જેવુ ગણિતમાં વધારે અંતર હોતું નથી, તેથી સૂર્યને બુધ-શુક્રના વિયોગે સુખ નહિ થતુ હોવાનું ઉત્પ્રેક્ષીને શાસ્ત્રકાર રાજાની બુદ્ધિ અને કવિઓ સાથેની પ્રીતિના પ્રેમને સુંદર રીતે વર્ણવે છે

પણ વિચક્ષણ પતિરંજનકુશલ પ્રિયંગુમતીએ તે બાબતે ઓળખી-વિચારીને તેની ઇચ્છા પૂર્ણ કરવા ખાતર તેની સ્ત્રીની સાથે લગ્ન કરાવી પોતાના સ્વાર્થનો ભોગ આપવારૂપ અનુપમ પાતિવ્રત્યધર્મનું પાલન કર્યું.

**કામગજેન્દ્રનું નવપરિણીત સ્ત્રીને વચન આપવું**

કામગજેન્દ્ર રાજકુમાર પોતાની મનોકામના આ રીતે સરલતાપૂર્વક પાર પડવાથી વિશેષ આનંદમાં મગ્ન થઈ તે નવપરિણીત સ્ત્રી સાથે અનેક પ્રકારની ક્રીડા કરવા લાગ્યો. તે સ્ત્રી પણ ઉત્તમ કુલના વિશિષ્ટ સંસ્કારોથી વાસિત હોવાના કારણે પતિવ્રતાને ઉચિત યોગ્ય સુંદર વર્તનથી પતિના મનને વશ કરવા લાગી. કારણ કે ઉત્તમ જનોની ઉત્તમતા કદાપિ છાની રહેતી નથી, તેઓની સંગતિથી તો જગતના સામાન્ય ગણાતા પદાર્થો પણ શ્રેષ્ઠ નિવડે છે, જેમકે પારસમણિના સ્પર્શથી લોહું કંચન બની જાય છે, સ્વાતિ નક્ષત્રના જલના સંયોગથી છીપલીમાંથી મોતી પેદા થાય છે, ગાય વિગેરેના મુખમાં પડવાથી પાણી પણ પોષક તત્ત્વોથી ભરપૂર દૂધપણે પરિણમે છે, તથા સારી કે નરસી સોબતથી સારા માઠા ફલો કેવી રીતે પ્રાપ્ત થાય છે તે ઉપર [1]પ્રભાકરની વાત જગપ્રસિદ્ધ છે.

વળી ઉત્તમ પુરુષો સદાકાલ બીજાઓની સાથે પ્રેમમય જ વર્તાવ કરે છે, અને હીનપ્રકૃતિવાળા ડગલે પગલે સામાના વર્તનને કલહનું કારણ બનાવી મૂકે છે—જેમ કે નાના પણ ચંદ્રને શંકર હમેશાં માથા પર ધારણ કરે છે, અને સોળે કલાઓથી સંપૂર્ણ પણ ચંદ્રને રાહુ ગળી જવાની ઉદ્ધતાઈ કરે છે. આ ખરેખર સ્વભાવગત સારા નરસા બીજકોનો જ પ્રતાપ છે. એટલે કે કામગજેન્દ્રકુમારના મનનું આધિપત્ય મેળવવામાં ખરેખર તે નવપરિણીત સ્ત્રીનો ઉત્તમ સ્વભાવ જ મુખ્ય કારણ હતો.

---

૧ આ વાત પાછળ ચોથા પરિશિષ્ટમાં જુઓ.

વળી તે સ્ત્રી આર્યનારીઓમા વર્તતા ઉત્તમ ૭ લક્ષણોથી પણ શોભતી હતી કહ્યુ છે કે—

"कार्येषु मन्त्री करणेषु दासी, भोज्येषु माता शयनेषु रंभा ।
धर्मानुकूला क्षमया धरित्री, भार्या च षाड्गुण्यवती दुर्लभा ॥"

ભાવાર્થ —વિષમતર કાર્યપ્રસંગે સલાહ દેનારી, નોકરની જેમ મનવાછિત બધા કાર્યોને કરનારી, માતાની જેમ વાત્સલ્ય-પૂર્વક જમાડનારી, રંભાની જેમ વિષયક્રીડાના અપૂર્વ આનદને આપનારી, ઐહિક પારલૌકિક હિતના કાર્યોમા સર્વથા અનુકૂલ રહેનારી, અને પૃથ્વીની જેમ સહનશીલતાવાલી, સ્ત્રી ખરેખર દુર્લભ છે

વળી તે સ્ત્રી વિવિધ પ્રકારના ગૂઢ પ્રશ્નો-સમસ્યાઓ-બીજગણિતના પ્રશ્નો અને અદ્ભુત પ્રહેલિકાઓ આદિથી પતિના મનને વારવાર પ્રસન્ન રાખતી હતી

એક। કામરાજેંદ્ર રાજકુમારે તેણીની અતુલ ભક્તિ અને વિનોદી સ્વભાવથી પ્રસન્ન થઈ તેણીને કહ્યુ કે– હે પ્રિયે। તારી પતિસેવા અને લાગણીથી હું ખુશ થયો છુ, તુ કઈક વરદાન માગ ત્યારે નારીએ એટલુ જ માગ્યુ કે હે સ્વામિનાથ। તમે જે કઈ જુઓ, સાભળો કે અનુભવો તે બધી ય વાત મને કહેવી મારાથી છાનુ કઇ ન રાખવુ આ સાભળી વિરહરસની આશામા બધાયેલ કામરાજેંદ્ર પણ વચન આપીને કબૂલાત કરી તેણીની ઇચ્છા પૂર્ણ કરી

એક દિવસ કામગજેન્દ્ર રાજકુમારની પાસે કોઈ વિદેશી નિપુણ ચિત્રકળાકુશળ ચિતારાએ એક સુંદર ચિત્રપટ જોવા આપ્યું તેમાં અદ્ભુત નવયૌવનવાળી નાગકન્યા જેવી મોહક રૂપ

**કામગજેન્દ્રનો ઉજ્જયિનીની રાજકુમારી પર અનુરાગ**

સુંદર કોઈ રાજકન્યાનું ચિત્ર જોઈ રાજકુમારે ચિતારાને પૂછ્યું કે—આ કોણ છે? કયા રાજાની કુંવરીની સુમધુર રૂપસૃષ્ટિના નિદર્શનરૂપ આ છબી છે! એટલે ચિતારો કુંવરનું મન આકર્ષિત થયેલું જાણી પોતાની ઈષ્ટસિદ્ધિ થવાની આશા સાથે હર્ષપૂર્વક બોલ્યો કે—'હે સૌભાગી કુંવર! **અવંતી** દેશની રાજધાની **ઉજ્જયિની** નગરીના પ્રતાપી નૃપેન્દ્ર ભૂપાલની લાડીલી અને માનીતી કુંવરીનું આ ચિત્ર છે.' આ વાત સાંભળી વિરહના વસમા વેગમાં તણાતો કુમાર વચનબદ્ધ હોવાના કારણે પોતાની નવી સ્ત્રીને વાત કરે છે અને વધુમાં કહે છે કે—મારું મન તૃપ્ત કરવા માટે તું ત્યાં જઈ પરીક્ષા કરી તેણીને લઈ આવ. પણ વિચક્ષણ ચતુર સ્ત્રી સ્વામીને નમ્રભાવે વિનવે છે કે—"**જગતમાં તાળી બે હાથે પડે છે, પ્રીતિ પણ એક પક્ષી નભી શકતી નથી,** માટે આપની પ્રીતિને સફલ કરવા માટે તેણીમાં આપના તરફ પ્રેમાંકુર પેદા ન થયા હોય તો બીજા બાહ્ય પ્રયત્નો લગભગ નિષ્ફળ નિવડે છે માટે તેણીના હૃદયને પારખવા માટે ચિતારા સાથે આપનું ચિત્ર મોકલાવીએ એટલે તે ઉપરથી આપણું કામ લગભગ સિદ્ધ થવાનો ક્યાસ કાઢી શકાશે. કામગજેન્દ્રે પણ "**બૈરાની બુદ્ધિ પાની સુધી**"ની લૌકિક કહેતીને લગભગ અયથાર્થ કરાવનારી પોતાની સ્ત્રીની નીતિશાસ્ત્રાનુસાર સરલપણે અર્થને સાધી દેનારી સનાતનગી મધુર વાણી સાંભળી તરત જ ચિતારા સાથે પોતાનું સુંદર ચિત્ર **ઉજ્જયિનીની** રાજકુમારીને બતાવવા મોકલવાની વ્યવસ્થા કરી

અનુક્રમે ચિતારાએ ઉજ્જયિની પહોંચીને અવંતિપતિ નરેશને કામગજેન્દ્રનું ચિત્ર આપ્યું રાજાએ પણ પસંદગી કરવા માટે પોતાની પુત્રીને તે ચિત્ર આપ્યું રાજપુત્રીએ તે ચિત્રને નિરખી નયન અને મનની પ્રફુલ્લતા દર્શાવતી લગભગ પોતાની સંમતિ સૂચવી તેનો પિતા પોતાની દીકરીની આજસુધી કોઇ વખત નહિ જોયેલી ચિત્ર જોયા પછીની પ્રસન્નતા નિહાળી આશ્ચર્ય પામ્યો કારણ કે તે રાજકુમારી પૂર્વકર્મના વિપાકથી પુરૂષદ્વેષિણી બનેલી હતી તેથી આજસુધી અનેક સમૃદ્ધિશાળી રાજપુત્રોના અત્યદ્ભુત ચિત્રો બતાવ્યા છતાં પણ તેનો પ્રેમ કોઈના પર જામ્યો ન હતો, અને આજે સહજ રીતિએ આવા ચિત્રપટને નિહાળી અનુરાગવાળી થઈ તેથી પિતા આશ્ચર્ય અને હર્ષની બેવડી લાગણીઓ અનુભવવા લાગ્યો છેવટે "કન્યા તો પારકું ધન છે" ની લૌકિક માન્યતાનુસાર વધારવા તેનો વિનિયોગ કરી દેવાની પોતાની ફરજ હોઇ દૂત દ્વારા કામગજેન્દ્ર રાજકુમારને પરણવા માટે

અવંતિપતિ આમંત્રણ મોકલે છે કામગજેન્દ્રે પણ પિતાની આજ્ઞાથી દૂતની સાથે ચતુરંગ સેનાના વિપુલ પરિવાર સાથે અવંતિ તરફ પ્રયાણ કર્યું

*અવંતિપતિના આ મંત્રણથી કામગજેન્દ્રનું રાજપુત્રી પરણવા માટે પ્રયાણ*

એમાં કુદરતના અવિચલ નિયમ પ્રમાણે સંધ્યાસમયે સૂર્ય અસ્ત થાય છે-પશ્ચિમ સમુદ્રમાં ડૂબી જાય છે-તે જાણે સમુદ્રે સૂર્ય છતાં પોતાના પુત્ર (ચંદ્ર)ની ઉદયપ્રાપ્તિ નહિ થાય તે ઈરાદાથી જ સૂર્યને ડૂબાડી દીધો લાગે છે અને સૂર્યના અસ્ત થવાથી પતિના મરણથી જેમ પતિવ્રતા સ્ત્રી શોકાક્રાન્ત થાય તેમ કમલિની કરમાઇ જાય છે તે અવસરની ગ્રન્થકાર ઉત્પ્રેક્ષા કરતાં જણાવે છે કે-મુખ્યત પૂર્વદિશાના પતિ તરીકે પ્રખ્યાત સૂર્યદેવે પશ્ચિમ દિશારૂપ ગણિકાનો આશ્રય લીધો તેથી જે,

*સૂર્યાસ્ત વર્ણન અને કામગજેન્દ્રનો જંગલમાં પડાવ*

તેમને અાકાશના પંથે વિહરતા પ્રાણીઓ આવી પડતા ક્ષોભ વિના સમુદ્રની જેમ પશ્ચિમ સમુદ્રમા ડૂબી અસ્ત થવાનો અવસર આવે છે, અને સૂર્યના અન્ત સમયે થતા રંગબેરંગી સંધ્યાના વાદળો તે ગાણ એમ સૂચવે છે કે રક્તલોચનથી ગયેલી વસ્તુની આશા જ ન રાખવી ફક્ત ગયેલી વસ્તુના સમાચાર મળે એટલુ જ પણ તે વસ્તુની પુનઃ પ્રાપ્તિ તો શક્ય જ નથી કેમ કે **જ્યોતિષશાસ્ત્રમા ગત-વસ્તુ-જ્ઞાનોપાયના અધિકારમા** અઠ્ઠાવીશ નક્ષત્રોના વિશિષ્ટ સંજ્ઞાઓમા કેવી ખોવાએલી-ગયેલી વસ્તુ ક્યા છે? અગર મળશે કે કેમ? તેનુ વર્ણન આ મુજબ આવે છે

**[2]નક્ષત્રો ઉપરથી ગયેલી વસ્તુ જાણવાનો ઉપાય**

| કાણાં | ચીબડાં | દેખતાં | આંધળાં |
|---|---|---|---|
| અશ્વિની | ભરણી | કૃત્તિકા | રાહિણી |

૧ રક્તલોચનનો સામાન્ય અર્થ લાલ આંખવાળો થાય પણ ચાલુ પ્રસંગને અનુલક્ષી જ્યોતિષશાસ્ત્રમા આવતા **गतवस्तुज्ञानोपायप्रकरण**ને જોતા **भरणी, आर्द्रा, मघा, चित्रा, ज्येष्ठा, अभिजित, पूर्वाभाद्रपद** આ સાત નક્ષત્રોની **चिप्पटाक्ष** સંજ્ઞા મળે છે, ચિપ્પટાક્ષ શબ્દનો અર્થ બન્ને બાજુના ખૂણા દબાયેલ હોય એવી આંખો બને છે જેટલે રોગવિશેષના કારણે લાલાશ પણ હોવાનો સંભવ હોઈ કદાચ તેનુ સામ્ય અહીં શાસ્ત્રકારે રંગબેરંગી પણ વસ્તુ પતા રક્તવર્ણી વાદળાવાળી પશ્ચિમ દિશા સાથે કર્યું લાગે છે

૨ આ કોઠો ધર્મધુરંધર પ્રાગ્વાટકુલતિલક **મન્ત્રીશ્વર શ્રી વસ્તુ**પાલપૂજિત આચાર્યદેવ **શ્રી ઉદયપ્રભદેવસૂરિવિરચિત શ્રી આરંભસિદ્ધિ ગ્રંથ** (વિમર્શ બીજો કાર્યદ્વારની ગા ૫ -૬૦)ના આધારે તેમ જ પંદરમી સદીમા થએલા (વિ સં ૧૪૨૮માં પ્રાકૃત શ્રીપાલચરિત્રની તથા ગુણસ્થાનકક્રમારોહાદિ ગ્રંથોની રચના કરનાર) **શ્રી રત્નશેખરસૂરીશ્વરરચિત શ્રી દિનશુદ્ધિપ્રકરણ**ની ૧૦૯ મી ગાથા

| | | | |
|---|---|---|---|
| મૃગશિર | આર્દ્રા | પુનર્વસુ | પુષ્ય |
| અશ્લેષા | મઘા | પૂર્વાફાલ્ગુની | ઉત્તરાફાલ્ગુની |
| હસ્ત | ચિત્રા | સ્વાતિ | વિશાખા |
| અનુરાધા | જ્યેષ્ઠા | મૂલ | પૂર્વાષાઢા |
| ઉત્તરાષાઢા | અભિજિત્ | શ્રવણ | ધનિષ્ઠા |
| શતભિષા | પૂર્વાભાદ્રપદ | ઉત્તરાભાદ્રપદ | રેવતી |
| વસ્તુ દક્ષિણમા ગઈ છે | વસ્તુ પશ્ચિમમા ગઈ છે | વસ્તુ ઉત્તરમા ગઈ છે | વસ્તુ પૂર્વમા ગઈ છે |
| ખબર પણ ન મળે | ખબર મળે | પ્રયત્નથી મળે | શીઘ્ર મળે |

અનુસારે આપેલ છે વળી વિ સ ૧૧૪૨ મા ભાલ્વા નુ પુનમે મેડતા નગરના શા ગણેશદાસ પારેખની પ્રાર્થનાથી શ્રી દેવ ચન્દ્ર મુનિએ રચેલ *શ્રી નારચન્દ્રોદ્ધાર ગ્રથમા ગતવસ્તુલાભ પ્રકરણ (ગા ૧૩૧ ૧૩૨ ૧૩૩)મા નીચે મુજબ અઠ્ઠાવીશ નક્ષત્રોના વર્ગો અને ફલ જણાવ્યા છે

અધવ્દૃક (આધળા) કેકર (કાણા) ચિપ્પટ (ચીબડા) દિવ્યદૃક્ (દિવ્ય દૃષ્ટિવાળા)

| | | | |
|---|---|---|---|
| રોહિણી | મૃગશિર | આર્દ્રા | પુનર્વસુ |
| પુષ્ય | અશ્લેષા | મઘા | પૂર્વાફાલ્ગુની |
| ઉત્તરાફાલ્ગુની | હસ્ત | ચિત્રા | સ્વાતિ |
| વિશાખા | અનુરાધા | જ્યેષ્ઠા | મૂલ |
| પૂર્વાષાઢા | ઉત્તરાષાઢા | અભિજિત્ | શ્રવણ |
| ધનિષ્ઠા | શતભિષા | પૂર્વાભાદ્રપદ | ઉત્તરાભાદ્રપદ |
| રેવતી | અશ્વિની | ભરણી | કૃત્તિકા |
| વસ્તુ ×પૂર્વ દિશામા ગઈ છે | વસ્તુ દક્ષિણમા ગઈ છે | વસ્તુ પશ્ચિમમા ગઈ છે | વસ્તુ ઉત્તરમા ગઈ છે |
| શીઘ્ર મળે | ત્રણ દિનમા મળે | એક મહિનામા મળે | નહિ મળે |

આ સિવાય એક બીજી રીતે પણ નક્ષત્રોના ગણિતની ગા ૧૦૪–૧૦૫મા ગ્રથકારે જણાવી છે

* આ ગ્રથ ૨૫૦ શ્લોકમા (ગ્રથાગ્ર ૨૭૧ શ્લો) પ્રાચ્ય ગૂર્જર ભાષા તથા સરલ સસ્કૃતમા સામાન્યત લોકોપયોગી જ્યોતિષની સર્વ વિગતો સમાવી લે છે અને આજ સુધી આ લઘુ ગ્રથ મુદ્રિત થયો જણાએલ નથી

એ્ગને ગ્કતનોચન (ચીમ ।) ।ક્ષનમા ગર્ની ચીજની જેમ મા। ખ।।ગ જ મળે કે પુન પ્રાપ્તિ તો અશક્ય જ છે તેમ ગગગેગ્ગી ન્નન નાદમાવાળી પશ્ચિમ દિશામા ખોવાએેન સૂય તો માન ક્યા।।જ થઇ ગયો ગોગને ક અસ્ત થઇ ગયો તેથી નત્રહાગ ીતિકુશન કામગજેન્દ્ર ગજકુમારે સુરોગ્ય સ્થને પડાવ નાખી ગત્રિ પસાગ કગવાનો વિચાર કરી સાગ સ્થને મુકામ કર્યો

હવે તે કામગજેન્દ્રકુમાર સુગમ્ય મખમલના ગલીચા—ગાનમસૂગિવા આદિથી શોભતી દેવ શય્યા જેવી પોતાની શય્યામા સુખપૂર્વક સૂતો છે ત્યા

**કામગજેન્દ્રની પાસે બે વિદ્યાધરીઓનુ આવવુ**

મધ્યગાત્રિએ દેવકન્યા જેવી સુન્દર બે યુવતિ ઓના કોમળ સુખસ્પર્શથી ઝબકીને જાગી જાય છે અને વિષયાસક્તિના વશમા ફસા પડેલો કુમાર કુત્સિત ભાવનાને સફળ કરવાની ધારણાએ તમે દેવજાતિના છો કે મનુષ્ય જાતિના' તો પ્રશ્ન પૂછી ગત્રીના સમયે અપરિચિત પણ યુવતીઓની સાથે સામાના પૂછ્યા વિના પણ સીધી વાત કરવાની ધીઠાઇ પ્રદર્શિત કરે છે

કામગજેન્દ્રકુમારના આવા પ્રશ્નને સાભળી યુવતીઓ કહે છે કે—અમે વિદ્યાધરની પુત્રીઓ છીએ અને ખાસ જરૂરી કામ માટે તમારી પાસે આવ્યા છીએ તે કાર્યની વાત તમે ધ્યાન દઇને સાભળો—

હવે પોતાની પ્રાર્થનાને સફળ કરવાના આશયથી સમયોચિત

**પ્રાર્થનાની સફલતાના હેતુથી વિદ્યાધરીએ કામગજેન્દ્રના કરેલા વખાણ**

નીતિનિપુણ વિદ્યાધરીઓએ પ્રથમ મહાપુરુષોની ઉત્તમતા પરોપકારપરાયણતા આદિ ગુણો વર્ણવવાપૂર્વક કામગજેન્દ્રકુમારના યશોગાન વિનીતભાવે અને ઉત્તમ ભાષામા કરવા માડ્યા કેમ કે વ્યવહારનીતિમા કહ્યુ છે કે—

" लुब्धमर्थेन गृह्णीयात्साधुमञ्जलिकर्मणा ।
मूर्खं छन्दानुरोधेन तत्त्वार्थेन च पण्डितम् ॥ "

**ભાવાર્થ**—લોભી માણસો પૈસાથી, સજ્જનો વિનય-નમ્ર ભાવથી, મૂર્ખો અનુકૂળ વર્તનથી અને વિદ્વાનને તત્ત્વાર્થની વિચારણાથી વશ કરવો.

હે કુમારેન્દ્ર! જગતના સર્વ સજ્જનપુરુષોમાં તમે શ્રેષ્ઠ અને પરોપકારી તરીકેની વિખ્યાત કીર્તિવાળા છો. યાચકોના મનવાંછિત પૂરવાનું જ અનુપમ વ્રત ધારણ કરી રહેલા પરોપકારી માણસોને ખરેખર ધન્ય છે, જેઓ કે પુષ્કરાવર્ત મેઘની જેમ નિરંતર અર્થીજનોની કામના સફળ રીતે પૂર્ણ કરે છે અને તે ખરેખર સજ્જનોનો પ્રકૃતિ સ્વભાવ જ છે, માટે જ કહ્યું છે કે—અરે! યાચનાનો ભંગ થાય પણ ઉત્તમ પુરુષો પાસે માગવું શ્રેષ્ઠ છે, પણ આશા પૂર્ણ થાય તેમ હોય તો પણ નીચની પાસે પ્રાર્થના કરવી તે ઉચિત નથી. વળી મોટા પુરુષો લગભગ કોઈની પ્રાર્થનાનો ભંગ કરતા નથી કારણ કે જે લોકો શક્તિ છતા બીજાની યાચનાને સફળ નથી કરી શકતા અગર જેઓ પોતાના જ ઉદરનિર્વાહને માટે બીજાની અપેક્ષા રાખે છે તેઓ જન્મ્યા જ શા માટે હશે! અર્થાત્ તેઓની તો જિંદગી જ નિષ્ફળ છે. અને જે લોકો અર્થીની પ્રાર્થનાનો ભંગ કરી જગતમાં અગાઉ દેહાદિકની સાર મેળવવા રૂપની કળા શીખ્યા નથી, તેઓના જીવતરને પણ ધિક્કાર છે. શા માટે તેઓ નાહક અનુપમ સુભગ જગતના પદાર્થોનો સ્વેચ્છાપૂર્વક ઉપભોગ કરી પૃથ્વીને ભારે કરતા હશે! તેના કરતા તો કપૂર, ચંદ્ર, સૂર્ય, નદી, અને વૃક્ષો તેમજ તેવા વિશિષ્ટ સત્પુરુષો ધન્ય છે—જેઓ પોતાના અવયવ-શક્તિ-સાધન આદિ સામગ્રી પ્રત્યુપકારની લેશમાત્ર આશામાં રાખ્યા વિના જગતને ચરણે ધરી રહ્યા છે.

વળી જગતના મૂઢ જીવો સાંસારિક ક્ષણિક પૌદ્ગલિક પદાર્થોના અનુરાગને આધીન થઇ માનવના કર્તવ્ય તરીકે થઇ પડેલ આત્મભોગ આપીને પણ પરોપકાર

ઉપકારની મહત્તા

કરવાના સુભગ કર્ત્તવ્યને પાળી શકતા નથી અને ત્રુગજૂની શાસ્ત્રોક્ત પોતાની ફરજનુ પણ તેઓને ભાન હોતુ નથી, પણ જગતના મોહક આ તમામ પદાર્થો તો વિનશ્વર માત્ર પુણ્યના ઉદયને જ આધીન અસ્થિરસ્થિતિવાળા હોઇ, ક્ષણમાત્રમા જ જળપરપોટાની જેમ ક્યાય વિનષ્ટ થઈ જાય છે, માટે આ અશાશ્વત-પદાર્થોનો સદુપયોગ કરી શાશ્વત રહેનારી કીર્ત્તિ શા માટે ન કમાવી જોઇએ ! એટલે સત્પુરૂષો જગતના અશાશ્વત પદાર્થોના મોહનો ત્યાગ કરી શાશ્વત કીર્ત્તિ થાય તેવા પરોપકારના કામોમા પીછેહઠ કરતા નથી

વળી હે કામગજેંદ્રકુમાર ! તમારી પાસે આવ્યા પછી પણ જો અમારૂ દુ ખ દૂર નહિં થાય તો તેમાં આપનેજ હીણપત લાગશે અને પછી આપ જેવા પરોપકારસુભગ મહાપુરૂષોની સેવા કોણ કરશે ! અથવા તો નિ સ્વાર્થ બુદ્ધી પરોપકાર સેવામા તન્મય આપનો પણ શો દોષ છે ! તેજ અને પ્રકાશના સમૂહથી દેદીપ્યમાન સૂર્ય ઊગ્યા પછી પણ કદાચ ક્યાક (ગુફા આદિમા) ઘોર અંધારુ રહે અગર જલ-રથ-બરેલ મેઘમાળની રીતે વરસનાર વરસાદથી પણ તરસ ન છીપાવી શકાય તો ત્યા સૂર્ય કે વરસાદનો દોષ નથી પણ તે તે પદાર્થની જ ન્યૂનતા ગણાય છે તેમ આપ જેવા શ્રેષ્ઠ પુરૂષ પાસે પણ આવ્યા પછી કદાચ અમારી પ્રાર્થના સફળ ન થાય તો તે અભાગ્ય કર્મનો જ દોષ છે

**શ્રેષ્ઠ ઉપકારની વ્યાખ્યા**

તથા જેણે એક વાર આપણા ઉપર ઉપકાર કર્યો હોય તો તેના ઉપકારનો બદલો વાળવા માટે તેનાં મ કરી દુઃખ દૂર કરવા પ્રયત્ન કરવો આદિ રૂપ ઉપકાર કરનારા જગત્માં ઘણા છે પણ ઓળખાણ કે પરિચય વિના પણ દુઃખમાં કે વિષમ અવસ્થામાં અટવાઈ ગયેલાઓને નિઃસ્વાર્થપણે સ્વાર્પણભાવે સ્વાર્થત્યાગ કરીને પણ સંપૂર્ણ સહાયતા કરનારા મહાપુરુષો બહુ વિરલ હોય છે. બીજી વાત કોઈએ આપણને આપત્તિ વેળાએ મદદ કરી અને તેને આપણે પણ દુઃખાદિ પ્રસંગે મદદ કરીએ—આને જગતના સામાન્ય જીવો ભલે ઉપકાર કે સેવાના નામથી સંબોધીને પોતે ધર્મ (પુણ્ય)નું કામ કરી લ્હાવાનો સંતોષ અનુભવતા હોય, પણ વસ્તુતઃ સૂક્ષ્મબુદ્ધિથી વિચારતાં સ્પષ્ટ જણાઈ આવે છે કે—આ તો કેવળ વ્યાપારમાં ચાલતા દેવાલેવડના શાહુકારી ધારાનું અનુકરણ માત્ર છે, તેમાં વાસ્તવિક ઉત્કૃષ્ટ ધર્મ કે નષ્ટ ઉપકારની માત્રા પણ હોતી નથી. આ વાત પૂર્વધરસન્નિકટવર્તિ-સમર્થ-શાસનપ્રભાવક-૧૪૪૪ ગ્રંથોના રચયિતા સૂરિપુરંદર-આચાર્યદેવ શ્રી હરિભદ્રસૂરીશ્વરજી મ૦ શ્રી અષ્ટકપ્રકરણના શ્રી સૂક્ષ્મબુદ્ધયા શ્રયણ નામના એકવીશમા અષ્ટકમાં વિસ્તારથી વર્ણવી છે.

**યાચનાની નિકૃષ્ટતાનું વર્ણન**

હે કુમારશિરોમણિ! સામાન્યરીતે દરેક માણસે સ્વાવલંબી બનવું જોઈએ. પોતાની જરૂરિયાતો પોતે જ પૂરી કરી લેવાની તમન્ના દરેક માનવીમાં હોવી જરૂરી છે, પોતાની જરૂરિયાતો માટે પરમુખપ્રેક્ષિપણું કરનાર માનવનું જીવતર જ ધૂળ છે. અને એટલે જ તો "मागने से मरना भला" "सहज मिला सो दूध बराबर, माग

लिया सो पानी" આદિ લોકોક્તિઓ યાચનાને નિકૃષ્ટતમ જણાવે છે વળી સુભાષિતરત્નભાણ્ડાગારમાં યાચકનિંદા પ્રસ્તાવના નવમા શ્લોકમા યાચકની દશાને મૃત્યુ દશા સાથે વર્ણવી યાચનાને હીન જણાવી છે મરણ સમયે અનુભવાતા ગતિભંગ, સ્વરમા દીનપણુ, શરીરે પરસેવો, અને હૃદયમા દડદડાટરૂપ બધાય લક્ષણો યાચના કરનારો પ્રાણી અનુભવે છે એટલે યાચના કરવી એ સારુ તો નથી જ છતા હે કુમારેન્દ્ર! નિરુપાયે આપની પાસે યાચના કરવા અમે આવ્યા છીએ તો અમારી યાચનાનો ભગ ન કરી કૃપાદૃષ્ટિ કરવા અમો નમ્ર વિનતી કરીએ છીએ આટલી આશા અને વિશ્વાસની લાગણીઓના બળ ઉપર અમારા કાર્યની સિદ્ધિ થશે જ એમ ધારી હવે અમે અમારી વાત કરીએ તે આપ ધ્યાન દઈને સાંભળો

આ સાભળી કામગજેન્દ્રે તમારુ કામ મારાથી બનતા બધા પ્રયત્ને કરીશ એવી કબુલાત આપી એટલે વિદ્યાધરીઓ ગદ્ગદ થઈ જે કામને માટે આવેલ છે તેની વાત શરૂ કરે છે

"હે નરેન્દ્રકુમાર! [1]વૈતાઢ્ય પર્વત ઉપર ઉત્તર બાજુની વિદ્યાધરો

---

૧ આ પર્વત જમ્બૂદ્વીપના સાત મહાક્ષેત્રમાના ભરતક્ષેત્રના બરાબર મધ્યભાગે રહેલ છે આ પર્વતની ઉત્તર બાજુનુ ભરતક્ષેત્ર ઉત્તરાર્દ્ધ ભરત અને સમુદ્ર તરફનુ દક્ષિણ બાજુનુ ભરતક્ષેત્ર દક્ષિણાર્દ્ધ ભરત કહેવાય છે આ પર્વતમાથી નિકળતી ચૌદ ચૌદ હજાર નદીના પરિવારવાળી ગગા અને સિંધુ મહાનદીથી બન્ને તરફ ત્રણ ત્રણ ભાગ થઈ જવાથી છ ખડનુ ભરતક્ષેત્ર કહેવાય છે જેમાના ગગા સિંધુ વચ્ચેના દક્ષિણાર્દ્ધ ભરત સબધી મધ્ય ખડમા આપણે રહીએ છીએ

આ વૈતાઢ્ય પર્વત વિગેરે સબધી માહિતી જૈન ભૂગોળ શાસ્ત્રના ગ્રથો (પૂર્વધરોમા સ્વાતિરચિત શ્રી જમ્બૂદ્વીપસમાસ પ્રકરણ શ્રી લઘુક્ષેત્રસમાસ ગા ૭ થી ૮૭ શ્રી બૃહત્ક્ષેત્રસમાસ, શ્રી જમ્બૂદ્વીપપ્રજ્ઞપ્તિ, શ્રી જમ્બૂદ્વીપ-કરણચૂર્ણિ, જગદ્ગુરુ શ્રી હીરવિજયસૂરીશ્વરકૃત શ્રી જમ્બૂદ્વીપપ્રજ્ઞપ્તિ-લઘુટીકા, શ્રી શાતિચદ્રવાચકરચિતપ્રમેયમજૂષાવૃત્તિ વિ વિ) થી જોઈ લેવા ભલામણ છે

ની શ્રેણિમાં ગુણગણરત્નથી શોભતા ધર્મની ખાણસમા વિશિષ્ટ ઉત્તમ જનોથી સમૃદ્ધ આનંદમંદિર નામનું વિદ્યાવનીઓએ રાજપુની સુંદર નગર છે જ્યાં અખંડ પ્રતાપી યશસ્વી સિંદુમતીના આપેલ પૃથિવીસુંદર રાજા ન્યાય નીતિપૂર્વક પરિચય "प्रजा प्रजा स्वा इव मन्त्रयित्वा "ના સૂત્ર રહસ્યને જીવનમંત્રસમ લેખી યોગ્ય રીતે પ્રજાનું શાસન કરી રહેલ છે તે રાજાને સાક્ષાત્ પુણ્યમૂર્તિસમી ધર્મની ધ્વનપ્રાણ રાણી અને શરીરશોભાથી જગતના શ્રેષ્ઠતમ પદાર્થોની અસારતા વ્યક્ત કરનારી મેખલા નામની પટરાણી છે જેણીએ શાસ્ત્રના કથન પ્રમાણે (ચોસઠ) કળાઓને ધારણ કરવા સાથે રૂપ, ચાતુરી અને શિયલની વિરલ ઉપલબ્ધ થતી સમ વાપ્તિના આદર્શ ઉદાહરણ રૂપ નિર્મળ અખંડિત શુદ્ધ સદાચાર-શિયલ ધારણ કરવાદ્વારા જાણે જગતની સર્વ નારીઓને પગ હેઠ કરી હતી તે રાણીને પ્રાણ કરતાં પણ ઘણી વ્હાલી સિંદુમતી નામની પુત્રી છે જેણીની રૂપમપાડ અને શરીરસૌષ્ઠવને જોઇને દેવકન્યાઓ અને નાગકુમારીઓ લજ્જાવિમુખ બની મર્ત્યલોકમાંથી અદૃશ્ય થઇ ગઇ છે, પણ "रत्नदोषी खलु विधि" સૂક્તિ મુજબ સર્વગુણસંપત્તિ છતાં પૂર્વના અશુભ કર્મના વિપાકરૂપે તે પુત્રી પુરુષદ્વેષિણી થઇ તેનો પિતા સુંદરમાં સુંદર ગુણસમૃદ્ધ રાજપુત્રોના ચિત્રો મગાવી પુત્રીના પુરુષદ્વેષને દૂર કરવા ઘણા પ્રયત્નો કરે છે પણ પત્થર ઉપરના વરસાદની જેમ કોઇ ઉપાય સફલ નિવડતો નથી અને પુત્રી મોટી ઉંમરની કુંવારી રહે તેથી લોકો

---

૨ ગણિતશાસ્ત્રમા વર્ગને મૂલ સંખ્યાથી ગુણતા જે આવે તે ઘન કહેવાય છે જેમ ચારનો (तद्गुणितो वर्ग, મુજબ) ચારથી ગુણાકાર થતા ૧૬, તે વર્ગ અને તે વર્ગ(સોળ)ને મૂળ સંખ્યા (ચાર)થી ગુણતા ૬૪ આવે તે ઘન આ રીતે રચનાકાર અહીં શ્રીની ચોસઠ કલાને સૂચવવા "ચતુર્ઘનકલા" શબ્દપ્રયોગ કર્યો છે

પણ ન કહેવાલાયક અનેક પ્રકારના તર્કવિતર્ક કરી રાજા "**कन्यापितृत्व खलु नाम कष्टम्**" તથા "કન્યા તે તો સાપનભો ભારો" વગેરે લોકકહેવતોએ વર્ણવેલા '**બેટીના બાપ**' તરીકેના દુઃખમાં નાખે છે અને "**દીકરી અને ગાય, મા-બાપ દોરે ત્યાં જાય**"ની લોકોક્તિને કાલના પલટા સાથે પલટાઇ ગયાની માન્યતાને દૃઢ કરે છે

**બિંદુમતીનો કામગજેન્દ્ર પર થયેલો અનુરાગ અને વિહ્વળતા**

એકદા તે **બિંદુમતી**એ અમ સહિયરીઓની સાથે વનક્રીડા કરતા કરતા કરતા એક કિન્નરયુગલે **કામગજેન્દ્રકુમાર**ના અદ્ભુત રૂપાદિ ગુણોની વાત કરતા એક કિંનરયુગલને જોયું એક બાજુ ઊભા રહી અમે તેઓની સઘળી વાત સાંભળી કુતૂહલથી 'કામગજેન્દ્ર તે કોણ?' એમ પૂછતાં કિંનરીએ અમારી મુગ્ધતાનો ઉપહાસ કર્યો અને આવા જગપ્રસિદ્ધ રાજકુમારનું નામ પણ તમે સાંભળ્યું નથી એમ કહી અમારી અજાણ દશાએ તેમને આશ્ચર્યમાં ગરકાવ કરી દીધા પછી અમોએ **કામગજેન્દ્રકુમાર**ની સંપૂર્ણ હકીકત પૂછતાં તેઓએ સંપૂર્ણ વાત કરી એટલે જગતના તમામ પદાર્થોને બાળી નાંખનારો પણ અગ્નિ ચંદ્રમ તમણિના સંયોગથી જેમ શીતળ થઇ જાય છે તેમ પિતા આદિના અનેક ઉપાયોથી પણ દૂર નહિ થનારો અમારી સખીનો પુરુષદ્વેષ ક્યાંય ચાલ્યો ગયો અને હૃદયમાં **કામગજેન્દ્ર** તરફ કામરાગના અંકુર પ્રગટ થયા અને ક્રમે ક્રમે ચિત્તની વિહ્વળતા વધવા માંડી એટલે અમોએ તેણીને આશ્વાસન આપ્યું કે તારા ચિત્તમાં જે વસે છે તેને અમે તુરત અહીં લઈને આવીએ છીએ અને તું શાંત-સ્વસ્થ થા! પછી અમો તેણીને એક સુયોગ્ય સ્થળે રાખી અમો આપને પ્રજ્ઞપ્તિ વિદ્યા વડે અહીં રહેલા જાણી અમારા કાર્યની તાત્કાલિક સિદ્ધિ કરવાના આશયથી અમોએ આપને મીઠી મધુરી ગુનાની નિદ્રામાંથી જાગૃત કર્યા છે કારણ કે

"**अर्थी दोषान् न पश्यति**", પણ તે બદલ તો આપ જેવા પ્રણતિવત્સલ મહાપુરુષો પાસે ક્ષમા માગીને તે ભૂલનું પરિમાર્જન કરી લઈશું, પણ હવે ક્ષણનો પણ વિલંબ કર્યા વિના આપ અમ વિનંતિને ધ્યાનમાં લઈ વિરહના તાપથી પીડાતી અમ સખીના ચિત્તને શાંત કરવા માટે આપ તુરત ત્યાં પધારો.

વચનરચનાચતુર વિદ્યાધરીઓની વાત સાંભળી **કામગજેન્દ્રકુમારે** કહ્યું કે-તમારી વાત ઠીક છે પણ મારી સ્ત્રીને પૂછી સલાહ લીધા પછી વાત. આ સાંભળી મોઢું મચકોડતી વિદ્યાધરીઓએ કામગજેન્દ્રને કહ્યું કે-અરરર! આ શું બોલ્યા! તમે ઉત્તમ ગજવંશી કુલના શ્રેષ્ઠ મહાપુરુષ તરીકેના અદ્ભુત ગુણોને ધારણ કરતા છતાં આવી સામાન્ય નીતિશાસ્ત્રની મર્યાદાને પણ નથી જાણતા કે અનુસરતા!

**કામગજેન્દ્રની સ્ત્રીની સલાહની વાત ઉપર વિદ્યાધરીઓએ આપેલ ઉપાલંભ**

એ ભારે આશ્ચર્યની વાત છે. કારણ કે **નીતિશાસ્ત્રમાં** કહ્યું છે કે- '**ગૃહસંસારના સર્વ વ્યવહારોને સુવ્યવસ્થિત રાખવા ઈચ્છનાર ગૃહસ્થે કોઈપણ મહત્વની વાત સ્ત્રીને કરવી ન જોઈએ.**' કારણ કે સ્ત્રીઓનો જાતિસ્વભાવ જ ક્ષુદ્રતાથી ભરેલો છે. સ્ત્રીઓના સામાન્યતઃ સાહજિક ગુણોને વર્ણવતાં સુભાષિતકારે પણ "**अनृतं साहसं माया, क्षुद्रत्वमविलोभता**" શ્લોકથી ૭ અવગુણોમાં ક્ષુદ્રતાને વર્ણવી છે એટલેજ સહેજે "**કુતરીના પેટમાં ખીર ટકે તો નારી અને હજામના પેટમાં વાત ટકે**" ની લોકોક્તિ પ્રચલિત થઈ છે. આ રીતે ક્ષુદ્રતાનો દોષ મહત્વની વાત જાળવી રાખવામાં ભયંકર નિવડે છે. આ જ વાત ભારતના મહાન્ સમ્રાટ્ શ્રી ચંદ્રગુપ્ત મહારાજાના મહામાત્ય રાજનીતિશાસ્ત્રના પ્રકાંડ વિવેચક શ્રાવકકુલદીપક શ્રી ચાણક્ય મહામંત્રીએ બનાવેલ **નીતિશાસ્ત્રના** નીચેના સૂત્રમાં જણાવે છે.

"**क्षुद्रे गुह्यप्रकाशनमात्मवान्न कुर्यात् ॥ १४१ ॥**"

ભાવાર્થ-વિવેકી પ્રાણીએ ગુપ્ત વાત ક્ષુદ્ર માણસને ન કરવી જો એ શાસ્ત્રપ્રયોગે પણ આ જ કારણથી ધર્મરત્નની પ્રાપ્તિ કરનાર પ્રાણીએ મેળવવા લાયક એકવીશ ગુણોમાં [1]અક્ષુદ્રતાનો ગુણ પ્રથમ ગણ્યો છે, તથા **નીતિશાસ્ત્રની** મર્યાદા મૂકી ગુપ્ત (ખાનગી) વાત સ્ત્રીને કરવાથી નાગરાજે કેવી રીતે આપત્તિ કષ્ટ ભોગવ્યું તે [2]દૃષ્ટાંત પણ તમે સાંભળ્યું લાગતું નથી આટલું જ નહિ સ્ત્રીનું પ્રભુત્વ પુરુષ ઉપર જે ઘરમાં વર્તતું હોય તે ઘર ખરેખર વિનાશના જ પંથે પડ્યું સુભાષિતપ્રયોગે "निर्नायकं हतं सैन्यं, स्त्रीनायकं हतं गृहम्। वाग्राजाहतं सैन्यं"ના સુભાષિતથી જણાય છે માટે આપ તો વિવેકી અને બુદ્ધિમાન છો આવું આપને છાજે નહિ

---

૧ આ માટે વાદિવેતાલ **શ્રી શાંતિસૂરિ** રચિત **શ્રી ધર્મરત્ન** પ્રકરણની ૫ અને ૮મી ગાથાનું સ્વોપજ્ઞ વિવરણ તથા યુગપ્રધાનાચાર્ય **શ્રી દેવેન્દ્ર સૂરીશ્વરજી** મ૦ રચિત **શ્રી ધર્મરત્ન પ્રકરણની** બૃહદ્વૃત્તિ જૂઓ

૨ સ્ત્રીને ગુપ્ત વાત કહેવાથી દુઃખ પામતા ઉપર નાગરાજનું દૃષ્ટાંત અનેક પ્રયત્ન કરતા છતાં ક્યાંય ઉપલબ્ધ થતું નથી આ કથાના દ્યોતક આચાર્યને સમજાવનારો નીચેનો શ્લોક મૂલમાં શાસ્ત્રકાર મૂકે છે

"नीयमानं सुपर्णेन, नागश्चान्ववीदिदम् ।
य स्त्रीणां गुह्यमाख्याति, तदन्तं तस्य जीवितम् ॥"

પણ આ શ્લોક મૂળ ક્યા ગ્રંથનો છે તેનો નિર્ણય ન થવાથી આખી કથાની તો પ્રાપ્તિ અશક્ય થઈ છે વળી વિ સં ૯૧૫ના ભાદ્રપદ શુક્લ પંચમી ગુરુવાર સ્વાતિ નક્ષત્રના યોગે શ્રી ભોજદેવરાજાના વિજયમાન રાજ્યે નાગપુરમાં શ્રી જયસિંહસૂરિવિરચિત શ્રી ધર્મોપદેશમાલા ગ્રંથના સ્વોપજ્ઞ વિવરણ-(જે સીંધી જૈન ગ્રંથમાલા તરફથી ગ્રંથાંક ૨૮ તરીકે પ્રસિદ્ધ થયેલ છે) માં પાને ૧૬૧ ઉપર આનો આ જ શ્લોક સાક્ષી તરીકે ઉધ્ધૃત છે ફક્ત ત્યાં બીજો પાદ નીચે મુજબનો છે-"नागपीडा-रक्तो ब्रवीत्" બાકી તો ત્રણે પાદ આના આ છે ત્યાં પણ કથાસંદર્ભ સંપૂર્ણ નથી એટલે સાહિત્યસંશોધક વિદ્વાનોને આનું મૂલસ્થલ તપાસી સૂચવવા વિનતી છે

**અનુભવે છે એટલે કે સતી સ્ત્રી પતિ પ્રત્યે વિનીત પુત્ર, નમ્ર શિષ્ય અને યશસ્વી સેવક તરીકેની આદર્શ ફરજોને અદા કરી ગર પૈસા ખર્ચે પણ અણમોલ યશકીર્તિને પામી શકે છે**

આ સાંભળી સ્ત્રીની પતિભક્તિથી પ્રસન્ન થતી વિદ્યાધરીઓ વિમાનની રચના કરી કામગજેન્દ્રને તુરત તેમાં બેસી જવા વિનંતી કરે છે

**વિદ્યાધરી સાથે કામગજેન્દ્રનું જાને પાછું આવવું**

**પ્રિયગુમતી** પણ પતિદેવના ગળે વળગી શુભ શકુનપૂર્વક કુશળક્ષેમની પ્રાર્થના કરી અક્ષત વગેરેથી વધાવે છે અને કહે છે કે—મને ભૂલી જતા નહિ અને આમ વિરહ દુઃખનું ધ્યાન રાખી જલદી પાછા પધારવાનું ધ્યાન રાખજો. આ સાંભળી કામગજેન્દ્ર પોતાના વિરહદુઃખને હળવું કરવા માટે શાન્તચિત્તથી ઉપહાસપૂર્વક કહે છે કે—તને હું સંભારીશ કેવી રીતે? સંભારવું તે તો ચિત્તનો ધર્મ છે તે ચિત્ત તો તેં તમારી પાસેથી હરી લીધું છે હવે હું સંભારું કેવી રીતે? આમ કહી કામગજેન્દ્ર વિદ્યાધરીઓ સાથે વિમાનમાં બેસી પ્રયાણની તૈયારી કરે છે એટલે **શ્રી નૈન-મહાકાવ્યના બીજા સર્ગના અાસઠમા શ્લોકમાં કવિશેખર શ્રી હર્ષરાજ પંડિતે** ઉચ્ચારેલા ભાવાર્થનો આશીર્વાદ આપતી **પ્રિયગુમતી કહે છે કે—'વ્હાલા પ્રાણેશ્વર! તારા સર્વ વિઘ્નો દૂર થાઓ અને તારો સમાગમ જલદી થાઓ, તારા ઇષ્ટકાર્યની સિદ્ધિ જલદી થાઓ અને સમયે અમને યાદ કરજો'** આમ કહે છે એટલામાં તો વિમાન અદૃશ્ય થઇ જાય છે **પ્રિયગુમતી** વિચારે છે કે—શું આ સાચું હશે કે કોઇ દેવ વિદ્યાધરની છલ-કપટની જાળ તો નહિ હોય અરે! હું કેવી મૂર્ખી કે આ બાળક રાત્રિએ અજાણી સ્ત્રીઓ સાથે બીજા કોઇને જાણ થવા દીધા સિવાય મારા પતિને મોકલ્યા તે ઠીક કર્યું નહિ હું સાથે ગઇ હોત તો સારું—આમ તર્કવિતર્કો કરી ચિંતાતુર થઇ ગઇ છે એટલામાં તો મધ્યથી જગમગતું વિમાન આકાશમાર્ગે આવતું દેખાયું એટલે

**પ્રિયંગુમતીને** અત્યંત આનંદ થયો અને તુરત વિમાનમાંથી ઉતરી નાથને ઉતરતા જોઈ હર્ષપુલકિતપણે વિનયપૂર્વક સ્વાગત કરે છે. વિદ્યાધરીઓ પણ **પ્રિયંગુમતી-કામગજેન્દ્રની** આજ્ઞા લઈ સ્વસ્થાને જાય છે.

**કામગજેન્દ્રને વીતક વાત કહેવા સ્ત્રીએ કરેલી પ્રાર્થના**

હવે **પ્રિયંગુમતી** કુશળક્ષેમના સમાચાર પૂછ્યા બાદ 'વિદ્યાધરીઓ કોણ હતી? ક્યાં લઈ ગઈ હતી? તમે તરત પાછા કેમ આવ્યા?' વગેરે અહીંથી ગયા પછીની તમામ બીના જણાવવા કામગજેન્દ્રને પ્રેમપૂર્વક આગ્રહભરી વિનવણી કરે છે સાથે જ જે કંઈ જોયું સાંભળ્યું કે અનુભવ્યું હોય તેમાંનું કંઈ પણ ન છુપાવવાનું પોતાને આપેલ વચનની યાદ દેવડાવી જાણવાની વધુ ઉત્સુકતા દર્શાવે છે.

વચનચાતુરીનિપુણ સ્ત્રીની વાત સાંભળી વિચારોમાં તમતમ ગોથા ખાતા કામગજેન્દ્રકુમારે વિસ્મય, હર્ષ અને શોકની વિવિધ લાગણીઓના સંઘર્ષમાંથી પેદા થતા વિચારોની મુખમુદ્રા પર થતી છાયા અતિ પ્રયત્ને પણ ન રોકાવાથી સ્ત્રીને થયેલા સંભ્રમને દૂર કરવા એકદમ સ્વસ્થ થઈ મુખ પર કૃત્રિમ હાસ્ય લાવી કહ્યું કે-"**વહાલી પ્રેમદા!** તારાથી તે શું છાનું હોય? સજ્જનોના વચન પત્થરની રેખાતુલ્ય હોય છે, તેમાં જરા પણ શંકા ન કર અને અહીંથી ગયા પછીની તમામ વાત જે હું કહું છું તે તું નિઃશંકપણે શાંતિથી સાંભળ.

**ઉપકારીની મહત્તા**

'એ વિદ્યાધરીઓ મને અહીંથી જે કામ માટે લઈ ગઈ હતી તેના નિમિત્તે મને કેવો અપૂર્વ લાભ મળેલ છે, એ ઉપકારીની દૃષ્ટિએ પણ મારે તેનું કીર્તન કરવું જરૂરનું છે કારણ કે જે કોઈના ઉપકારને કૃતજ્ઞતાપૂર્વક સમજે કે જાણે નહિ તે તો ચંદનના ભારને ઉપાડનાર રાસભ(ગધેડા)ની જેમ મૂઢ ગમાર હોવાથી ખરેખર નિંદાને જ પાત્ર છે તથા જેણે નિષ્કારણ

આ સાંભળી બન્ને વિદ્યાધરીઓએ રાજપુત્રી વિદ્રુમતીને યોગ્ય સરસ સુગંધ ચંદનાદિની ચિતા બનાવી વિદ્રુમતીના શબ સાથે પોતે પણ અગ્નિપ્રવેશ કરી મોતને માર્ગ જન્ય છતાં પણ લૌકિક દૃષ્ટિએ અદ્ભુત મહત્યાગિની ઉપરનો પોતાનો અનુપમ પ્રેમ દર્શાવ્યો અર્થાત્ રાજપુત્રીના વિરહદુઃખને નહિ સહનારી વિદ્યાધરીઓ અગ્નિથી ભસ્મીભૂત થઈ

આવી અપૂર્વ વનના નજરોનજર જોવાથી વજ્રાહત થએલાની જેમ ઇન્દ્રજાળની માફક ક્ષણભરમાં કેટલા બનાવો બની ગયા એની વિચારણાએ મનો લગભગ ભ્રમિત જેવા

શ્રીકામગજેન્દ્રના ચૈતન્યબનાવો પણ મારા પુણ્યોદયે સાથોસાથ અગર્ભિત દુઃખોદ્‌ગાર મનો શુભ વિચારધારા પણ પ્રગટી –

વચનો "અરે! આ કેવું સ્વપ્ન હું જોઈ રહ્યો છું અપાર દુઃખના સમુદ્રરૂપ

આ સંસાર ખરેખર એક ચિત્ર-વિચિત્ર નાટક જેવો છે જેમ વાજિંત્રમાંથી વિવિધ તાલબદ્ધ ગાયનના સૂરો નીકળે તેમ છે છતાં તાર જ જો તૂટી જાય તો એક પણ સૂર સાંભળવા ન મળે અથવા તો ગમે તેવું સુંદર વાદિત્ર હોય પણ તે બિચારૂં શું કરે? કેવી રીતે રાગોના આલાપ આલાપે? જ્યાં એનો વગાડનારો જ ચાલ્યો ગયો હોય, તેમ જગત્‌ની સર્વમોહક આનંદસામગ્રી અને સુંદર દેહાદિક પદાર્થો આત્મા વિના અજાગલ-સ્તનની જેમ લગભગ નિરર્થક જ નિવડે છે જગત્‌માં એવો કોણ છે કે જેના આશ્રયતલે જઈ પ્રયત્નોની હાડમારી કરવા છતાં નહિ ટકતી સંસારની સામગ્રી અંગે ફરિયાદ કરે કે યોગ્ય માર્ગસૂચન મેળવું? પોતપોતાની નાનીમોટી જગત્‌ના દગાખોર માયાવી મોહક પદાર્થોની વાસનારૂપ અગ્નિથી લગભગ બધા બળી રહ્યા છે, તેમાં વળી આ શરીર તો કાચના કૂંપાની જેમ એવું તકલાદી છે કે ઘણા પ્રયત્નપૂર્વક સાચવણી કર્યા છતાં

જરાક ઠમકો લાગતા જ નિકળી જાય છે, અને જીવરૂપ લુહારના અચાનક આ યા જનાથી ધામનનિકારૂપ ધમણ ધમતી જ પડી રહે છે, ચૈતન્યરૂપ અંગારો બુઝી જવા પામે છે અને કાયારૂપ ઘણના સામર્થ્યો અને વાણિયા પ્રવૃત્તિરૂપ એરણના કમભાગ બંધ પડી જાય છે કેવી આ સંસારની વિરૂપ છતા મોહની ઘેનછામાં છાકી અનેક અજ્ઞાની પ્રાણીઓને ભુલાવામાં નાખનારી વિચિત્ર માયા છે ! આમ છતા હું કેવો બાળક છું, કે ભીષણ જાજ્વલ્યમાન અગ્નિથી બળતા ઘરમા નિશ્ચિંતપણે સુતેલાની જેમ પ્રત્યક્ષસિદ્ધ વિનશ્વર સ્વભાવવાળા પદાર્થોથી ભરપૂર સંસારના રંગરાગમા રાચી-માચી હિતસાધનામાં વળવા ઉત્સુક નથી થતો અને જાણે અમર પટો લખાવેલ કેમ ન હોય તેમ સંસારના પદાર્થો પાછળ ગાંડો-ઘેલો બની "गृहीत इव केशेषु, मृत्युना धर्ममाचरेत्" ની સૂક્તિને ભૂલી ગયો છું ?

ઉપર મુજબ સંસારની અસ્થિરતા-વિરૂપતા ભાવતો છતા હું અગમ્ય-અવર્ણનીય મોહનીયકર્મના વિપાકોને આધીન થઈ સિંદુમતી જેવી સુંદર રાજપત્નીના-હાથમા આવીને સરકી ગયેલા કોહિનૂરની જેમ થયેલા વિયોગથી સંતપ્ત બની મૂર્છા ખાઈને ફરીથી વિલાપ કરવા લાગ્યો કે-"હે નિષ્ઠુર દૈવ ! વિધાતાએ

મોહઘેલા કામગજેંદ્રના મોહોદ્‌ગારો

બનશી પદ્મરાગના થાળને પિંગળીને ઝૂંટવી લેવાની જેમ તારી નયન દયિતા હરી લીધી છે તો તું ધીડાઈ કેમ કરે છે ? તડ-તડ અવાજપૂર્વક જરીતું પગ તૂટી જાય કે જેથી વિધાતા વિશ્રામસ્થાનરૂપ તાગ અભાવમાં મને વારંવાર દુઃખ ન દઈ આપી શકે વળી જગતમા ઇષ્ટ વસ્તુની મેળવણી માટે કમનસીબ બનેલા પ્રાણીઓનુ જીવતર ખરેખર ધૂળ સમાન છે, કેમકે તેઓ "ધોબીના કૂતરો ન ઘરનો કે ન ઘાટનો"ની કહેતી મુજબ ન તો જગતમા નિર્જીવ સુખે

જીવી જાણતા નથી, અને ધર્મની સાધનામા તો તેઓ નિરાશા ભર્યું જ પગનું માંડી રહ્યા હોય છે, કેમકે જેઓ ઐહિક સાધનાના સત્પથ ઉપર નથી ટકી શક્યા તેઓ અગમ્ય-પરોક્ષ-પારલૌકિક હિતના માર્ગમા ક્યાથી સફલતા મેળવી શકે ! અર્થાત્ "दुविधाम दोनो गई, न मिग राम न्हि दाम"ની કહેવત મુજબ તેના આપાસો નિષ્ફળ જીવન જીવી રહ્યા છે "

ઉપર મુજબ કઇક મોહના આવેશમા ઉન્મા ભરા નચો ઉચ્ચાર્યા પછી જ માતરમા આધિના ધર્મના પ્રતાપે પુન મને શુભ-ભાવના જાગૃત થઇ અહો ! ચિંતા

**ભવનિર્વેદ પામેના કામ ગજેન્દ્રના પુન આર્મિક વૈરાગ્યો ગારો**

ખરેખર જગત્મા અનિષ્ટતમ ગણાતી ચિતા કરતા પણ અનેક ઘણી ફક્ત તે ચિતા અને આ ચિંતામા બિંદુ મીંડાનો જ માત્ર ફેર છે એટને કે પેલી ચિતા કરતા આ ચિંતા વધી જાય તેમ છે કારણ કે પેલી ચિતા તો ફક્ત મર્યા પછી જીવ વિનાના મડદાને જ બાળે છે પણ આ ચિંતા તો જીવતા જ જીવસહિત શરીરને સતાવે છે વળી જગતના ક્ષણભંગુર પૌદ્ગલિક પદાર્થો પર વધુ રાગ-પ્રેમ કરનારા પ્રાણીને વધુ રાગ-વાનારાવાળી મજીઠની જેમ અનનવી રીતે વિવિધ કષ્ટો-દુખો સહના પડે છે, તથા જગત્મા સ્થૂલદૃષ્ટિએ પદાર્થોના સારા-ખોટાનો વિભાગ ભલે હોય પણ ખરી રીતે બેમા કઇ અંતર નથી, ખોટા-ખરાબ પદાર્થો નજીકમા રહીને દુખ આપે છે અને સારા પદાર્થો છેટેથી-એટલે કે તેના વિયોગમા દુખ થતુ હોવાથી-[1]દુખ આપે છે,

---

1 અહીં શાસ્ત્રકાર મૂળમા "સજ્જન દુખ દિ દૂરથી, દુર્જણુ પાસિ મઈદ્દઠ" શબ્દોથી સજ્જનોના માહાત્મ્યને વિશિષ્ટ આલંકારિક ભાષામા વર્ણવે છે આ વાચન વૈષ્ણવગામ્વામી શ્રી તુલસીદાસજી સંતકવિ-રચિત રામાયણની માસપારાયણમા આવતી નીચેની ચોપાઇની યાદ દેવરાવે છે

"વદી સંત અસંતને ચરણા દુખપ્રદ ઉભય બિચ કછુ વરણા ।
મિલત એક દારુણ દુખદેહી વિછુરત એક પ્રાણ હરી લેહી ॥"

આમ નમ્રેન્દ્રિયપૂર્વક પદાર્થોની સાથે ભોગવી નહિ ચણીને અમાપ રાખી માર્મિક રીતે સજ્જનોની મહત્તા વર્ણવી પણ આ જગત્ના તેના પગલાનો ઉદ્ધાર ઝીલનાર આ ભાગ્યવાન સજ્જન પુરુષો દેખાતા નથી, ઉલટા દુખીઆની હમદર્દીનો કુતૂહલ રસ સાંભળી ટીખળ કરનારો દૃષ્ટિએ મર્મવચનોથી ઉપહાસ કરી દુખીઆના દુખનો નાશ કરી મુકનારા ઘણા જણાય છે, એવો ઉત્તમ વત્સલપ્રકૃતિવાળો પુરુષ શોધ્યા જડે તેમ નથી કે જે દુખીઆના દુખને સાંભળી તેને સાંત્વનાના મધુર બે શબ્દો કહી દુખ ટાળવાની વાત કરતો હોય અથવા વાગ જોઈને થયેલી વૃત્તિઓના પ્રદર્શન અને વિવેચનમાં પાંડિત્ય સમજી નાહકનો અનુચિત ઉદ્ગાર નીકળનાર જણાય છે, કદાચ જગતની અતિસ્થૂલ ભૌતિક દૃષ્ટિથી ધનના બળ ઉપર મસ્તીએ ચઢેલા સ્વચ્છંદ વિહાર કરનારા શ્રીમંતો સુખી દેખાતા હોય અને તેમની પાસે દુખીઆના દુઃખ દૂર થવાની આશા રાખીએ પણ તે તો કાચબાની પીઠ ઉપર વાળની જેમ સાવ અસંભવિત છે, કારણ કે તે શ્રીમંતો જગત્ના મહાન્ દુખી ગણાતા નારકાદિ પ્રાણી કરતા અતિ વિપુલ માનસિક યાતના અનુભવતા હોય છે એ યાતના–પીડારૂપ અગ્નિ તો ધૂમાડા વિનાનો છે, બાહ્ય કોઇને દેખાય કે કહેવાય નહિં, અને જે અનુભવાય તે તો જ્ઞાની જ જાણતા હોય, માટે જગત્ની દૃષ્ટિએ સુખી ગણાતા શ્રીમંતો તો મહા દુખ અનુભવતા હોય છે બીજાની વાત તો દૂર રહી પણ ક્રોડો (કે અસંખ્ય દેવોના સ્વામી વજ્ર જેવું અમોઘ શસ્ત્ર રાખનાર પૃથ્વીને ચૂર્ણ કરી નાખવાની અનુપમ શક્તિ ધરાવનાર ઇન્દ્ર પણ પોતાની સમૃદ્ધિ–વિભૂતિ ટકાવી નથી શકતો અને ભાવી હાથે તે પણ મૃત્યુના ભયનો ભોગ બને છે તથા જેમના પ્રકૃષ્ટ–લોકોત્તર પુણ્યબળ આગળ જગત્ના સર્વશ્રેષ્ઠ ગણાતા માંધાતા જેવા ચોસઠ ઇન્દ્રો ત્રણે જગત્ના સ્વામી તરીકે જેમને સ્વીકારી જેમના ચરણમાં ઢળી પડતા તેવા

પ્રાણીને વિષમ અશુભ કર્મનો વિપાક જ્યારે ઉદયમાં આવે છે ત્યારે બીજાની વાત તો દૂર રહી પણ નિકટના ગણાતા વિશ્વાસપાત્ર પોતીકા ગણાતા સ્વજનો પણ દૂર ખસી જાય છે, માટે સર્વ પ્રપંચનો ત્યાગ કરી એકાંત વર્તે આ શે જગતના તમામ પ્રાણીઓ દુઃખી હોઈ નિતાંત દુઃખથી રહિત પરમ સુખી શ્રી વીતરાગ દેવના શરણે જવું શ્રેષ્ઠ છે, અને તેમના બોધેલા માર્ગે યથોચિત ચાલવાથી તમામ આશાઓ ચોક્કસ દૂર થાય છે

**મોહના આવેશમાં કામગજેન્દ્રનો અગ્નિપ્રવેશનો સંકલ્પ**

વળી મોહની વાસનાએ મને મુંઝવ્યો અને વિચાર્યું કે- પગમાં વાગેલો પાંચ રતીનો નાનો કાંટો પણ સાડા ત્રણ મણની કાયાને અસ્વસ્થ કરી દે છે, અને દુઃખ દે છે તો પછી ઇષ્ટપદાર્થના વિયોગથી થએલો હૈયાનો ડંખ સુખ કેમ આપે? તે તો દુઃખ જ આપે તે સ્વાભાવિક છે

આમ વૈરાગ્ય ગમે તેટલા છતાં હું પુન અશુભ વિચારમાં તણાઈ જવા માંડ્યો-અને મારા નિમિત્તે બિંદુમતી પ્રેમવિરહથી મરી ગઈ અને તેના નિમિત્તે તેની બે સખીઓ પણ બળતી અગ્નિમાં મરી આમ આ ત્રણે નિર્દોષ બાળસ્ત્રીઓના વધનો દોષમાં હું નિમિત્ત છું માટે આવા પાપમાંથી બચવા હું પણ અગ્નિમાં પેસી શુદ્ધિ કરું

**વિદ્યાધર-મિથુનના વાર્તાલાપથી કામગજેન્દ્રની સ્વસ્થતા**

આવો વિચાર કરી જ્યાં મેં તૈયારી કરી તેટલામાં વિદ્યાધર-મિથુનનો વાર્તાલાપ સાંભળ્યો—

વિદ્યાધરી- જુઓ તો ખરા આ કુમારદેવો નિર્દય અને સ્નેહની લાગણીઓથી શૂન્ય છે! બિચારી બિંદુમતી આના પ્રેમ પાછળ તરફડીને મરી અને આ હજી જીવે છે રાજકુંવરીની પાછળ આણે પણ મરીને પોતાનો યથાર્થ પ્રેમ દાખવવો જોઈએ

વિદ્યાધર – દેવિ! તમે કહો છો તે તેમની દૃષ્ટિએ સંગત છે પણ પુરુષની પાછળ સ્ત્રી સતી થવાનું સાંભળ્યું છે અને તે ઉચિત પણ છે. પરંતુ સ્ત્રીની પાછળ પુરુષો મરી જવાનું વ્યવહાર દૃષ્ટિએ ઉચિત દેખાતું નથી.

આ સાંભળી એ સ્વસ્થ થઈ અગ્નિપ્રવેશ કરવાના અશુભ મનોરથને ત્યાગી દીધો.

હવે તે કામગજેન્દ્રકુમાર પોતાની અકળ મોહિનીનું ચિત્રવિચિત્ર ભાવોથી ભરપૂર વર્ણન કરી પ્રિયાને ઉદ્દેશીને આગળ વાત ચલાવતા કહે છે કે–"હે સુભગે! અચાનક મારા

કામગજેન્દ્રનું જલાંજલિ પુષ્પસંગો આવી પહોંચેલ વિદ્યાધર-
આપવા વાડીમાં જવું મિથુનના વાર્તાલાપના શ્રવણને પામી મોહની
અને દેવમાયાથી મહા- વેદનાગ્રસ્ત થઈ જનારી અમૂલ્ય માનવદેહ
વિદેહક્ષેત્રમાં પહોંચ્યું ગુમાવી બેસવાના અકાળ મરણના ભોગમાંથી
બચવા પામ્યો એટલે મારી ફરજ પ્રમાણે

મૃત્યુ પામેલાઓને જલાંજલિ આપી મારા ઘરે જવાનો નિરધાર કર્યો અને જલાંજલિ આપવા મારા પરમસ્નેહ ભાજનરૂપ રાજપુત્રી બિંદુમતીના [1]શરીરલાવણ્યની અનુસારની પ્રમાણયુક્ત સુંદર વાવડીમાં મેં પ્રવેશ કર્યો અને જલાંજલિ આપી જ્યાં હું બહાર નીકળ્યું છું ત્યાં તો મેં બધું જ અપૂર્વ જોયું પાંચસો ધનુષની કાયાવાળા મહાકાય મનુષ્યો અને અતીવ ઊંચા ઝાડો વિશાળ શરીરવાળા પક્ષીઓ વગેરે કોઈ દિ નહિ જોએલ સાક્ષાત્ જોઈ આશ્ચર્યચકિત થયો અને મેં મારા મન સાથે નિર્ણય કર્યો કે–આ ક્ષેત્ર કોઈ બીજું લાગે છે હું જે ક્ષેત્રમાં હતો ત્યાં તો સાત હાથની કાયાવાળા મનુષ્યો વગેરે હતું નક્કી આ

---

૧ શાસ્ત્રકાર અહીં વાવડીને રાજપુત્રી બિંદુમતીના શરીરલાવણ્ય-રૂપાદિ ગુણોની સાથે સરખાવે છે આની માહિતી માટે શ્રી રત્નપ્રભસૂરિરચિત શ્રી કુવલયમાલા કથાસંક્ષેપ સંસ્કૃત પ્રસ્તાવ ૫ (પા. ૨૨૫)માં જુઓ

**શ્રી સીમંધર સ્વામીએ જિજ્ઞાસુ રાજાને નામગજેન્દ્રનો આપેલો પરિચય અને સમ્યક્ત્વનું સ્વરૂપ**

ઉપર મુજબ શ્રી સીમંધર પ્રભુના અદ્ભુત ગુણ સમરણી વિચારણા કરી ગયો હતો. તેવામાં સમવસરણમાં બેઠેલા એક ગણધરે પ્રભુને માર્ગ સંબંધી પૂછ્યું કે— આ હાથી છે? અહીં કેમ આવી રીતે આવેલ છે? પ્રભુએ મધુર સ્વરે કહ્યું કે— રાજન્! ભરતક્ષેત્રના અયોધ્યાપુરના રાજાનો કામગજેન્દ્ર નામનો આ પુત્ર છે. આ નામે બંને દેવો પૂર્વભવના કરેલ સંકેત મુજબ ધર્મ પમાડવા માટે તેઓ પટ હોવાથી ઠોકરી ખવડાવવાના બહાને આ રાજપુત્રને અહીં મારી પાસે લાવેલા છે. આવી રીતે જે ભાગ્ય પ્રાણીઓ અત્ર આ માને ધર્મ પમાડી સાચી ભાવના ભાવે છે તેઓ શીઘ્ર સંસારસમુદ્રનો પાર પામી શકે છે.

આટલું કહ્યા પછી જગજ્જન્તુ વત્સલ ઉપકારી જગત્પતિ વિસ્તારથી સમ્યક્ત્વના [1]શમ-સંવેગ-નિર્વેદ-અનુકંપા-આસ્તિક્ય-રૂપ પાંચ લક્ષણો વર્ણવ્યાં. તેમજ પાંચ શ્રી સીમંધર વિભુએ સમ્યક્ત્વમાં પ્રમાદાદિથી સ્ખલનાઓ ન થાય

---

૧ શમ—અપરાધીનું પણ અનિષ્ટ નહિ ચિંતવવા જેટલો સમભાવ

સંવેગ—દુનિયાની ઉત્તમોત્તમ—યાવત્ અનુત્તર દેવલોકના પણ—સુખની અનિચ્છા

નિર્વેદ—સંસારની સર્વ અનુકૂળ સામગ્રી છતાં કેદખાનાના કેદીના જેવો વૈરાગ્યજનિત માનસિક ઉદ્વેગ

અનુકંપા—સર્વ પ્રાણી માત્ર સંબંધી દુઃખ અને તેના પ્રધાન કારણરૂપ કર્મોના અશુભ પાશમાંથી છૂટી પરમ સુખી થાય—તે જાતની ઉત્કૃષ્ટ ભાવના

આસ્તિક્ય—કર્મના ક્ષયોપશમના આધારે અતિ સૂક્ષ્મ પોતાના બુદ્ધિ ક્ષેત્રમાં ન બેસતા પણ ગહન જ્ઞાનીગમ્ય પદાર્થો સર્વજ્ઞપણાના દૃઢ વિશ્વાસથી યથાર્થરૂપે માનવા તે.

પરિચય સાથે સમ્યક્ત્વનું સ્વરૂપ સાંભળી પ્રમુદિત બનેલા રાજાએ પુનઃ કામગજેન્દ્ર સંબંધી પૂર્વભવમાં સ્ત્રી સાથે કેવી રીતે સંકેત કરેલો? આ દેવોનો કામગજેન્દ્ર સાથે શો સંબંધ છે? વિગેરે વિસ્તૃત માહિતી જાણવા નમ્ર વિજ્ઞપ્તિ કરી. એટલે નિષ્કારણબંધુ તારક પ્રભુ શ્રી સીમંધરસ્વામીએ ધર્માનુરાગરૂપ બીજાંકુરોના સમૂહથી શોભતા શ્રાવકરૂપ મયૂરને આનંદિત કરનાર નવ-જલધર મેઘના ગંભીર ઘોષ જેવી સ્નિગ્ધ-મધુર વાણીથી રાજાની જિજ્ઞાસાને તૃપ્ત કરતાં જણાવ્યું કે—

**કામગજેન્દ્રના પૂર્વભવવર્ણનના ઉપક્રમમાં શ્રી સીમંધરપ્રભુએ વર્ણવેલી કર્મની ગહનતા**

હે રાજન્! કામગજેન્દ્રને ધર્મપ્રાપ્તિ કરાવવાના શુભ આશયથી અહીં લઈ આવનાર આ બન્ને દેવોનો કામગજેન્દ્ર સાથે શો સંબંધ છે? તેનો સ્પષ્ટ ખુલાસો જાણવા તેના પૂર્વભવો તું સ્વસ્થચિત્તે સાંભળ જે સાંભળવાથી તારી જિજ્ઞાસાની સફલ તૃપ્તિ સાથે શાસ્ત્રકારોએ વર્ણવેલી કર્મની ગહનતા અને સંસારનાટકની વિચિત્રતાનો સ્પષ્ટ ખ્યાલ આવશે, ખરેખર કર્મના મર્મને કોઈ સમજી શકે તેમ નથી તે તીર્થંકરોને ધન્ય છે કે જેઓએ અનેક પ્રકારની આત્મસાધનાના બળે કર્મના ગૂઢ મર્મને પામી સ્વ-પરહિતકારક શુભાનંદ માર્ગ ઉપદેશી અનેક ભવ્યાત્માઓને કર્મની ગહન કુટિલતામાંથી બચાવવાનું પરમોત્કૃષ્ટ કામ કરવા સાથે પોતે પણ કર્મના તમામ બંધનોથી મુક્ત થયા છે.

**કામગજેન્દ્રના પૂર્વભવનું વર્ણન**

પાટલિપુત્ર નગરમાં જયવર્મ નામનો ન્યાયી-પ્રતાપી રાજા હતો. તેને સમરસિંહ નામનો જનતાના મનને આનંદ દેનારો વીર પરાક્રમી પુત્ર હતો. અને તે રાજપુત્રને પણ મોહદત્ત નામનો પુત્ર હતો (જે કે કામગજેન્દ્રનો જીવ છે) તે જ નગરમાં રાજ્ય સંબંધી મહત્ત્વના સંદેશાઓને વ્યવસ્થિતપણે પહોં

ચાકનાર એક રાજદૂત રહેતો હતો જે કે સ્વામિભક્ત તેમ જ પ્રામાણિક પણે એકનિષ્ઠાપૂર્વક કાર્ય કરનાર હતો

**સાચા સેવકની મહત્તા**

ખરેખર જગતમા તે જ સેવકની મહત્તા છે જે કે સ્વામીએ પોતા પર મૂકેલ વિશ્વાસને વફાદાર રહી ઇચ્છાનુરૂપ તેમનુ કાર્ય કરી સ્વામીની પ્રતિષ્ઠામા વધારો કરે, બાકી તો અંગત સ્વાર્થને સાધી લેવાની તત્પરતાવાળા સેવાધર્મના ચોળાને પહેરી વાસનાઓને પોષનારા તકસાધુ સેવકોની ફૂટી કોડીની પણ કિંમત હોતી નથી તેથી જ ગરજ સારી લેવાની બદદાનતથી મોઢે મીઠુ ચોપડી સ્વામીના દિલને રાજી કરી સ્વાર્થ સાધી લેનારા સેવકોનો સસાર કોઈ દિ' વ્યવસ્થિત ચાલતો નથી, એટલા જ માટે જગતના સર્વ પ્રામાણિક પુરુષોએ સત્યને ત્રિકાલાબાધિત જણાવી તેના ઉપાસકને પ્રકૃષ્ટ પુણ્યશાળી દેવોનુ પણ સાન્નિધ્ય સુલભ જણાવ્યુ છે, અને એવા સત્યનિષ્ઠાવાળા સેવક ઉપર તેનો સ્વામી ચારે હાથ રાખે તેમા આશ્ચર્ય પણ શુ છે?

**કથાગત પાત્રોનો પરિચય**

આવા એકનિષ્ઠાવાળા તે રાજદૂતને પ્રાણ કરતા અધિક વ્હાલી વનદત્તા નામની પુત્રી છે જેની કે રૂપસમૃદ્ધિ યુવાવસ્થાના વિકાસથી માદક લાવણ્યથી ભરપૂર હોઈ ભલભલાઓના ચિત્તને આકર્ષનારી હતી તથા તેની પરિચર્યા કરવા માટે સુવર્ણદેના નામની દાસી હતી તે જ નગરીમા તોમલકુમાર નામનો કોઈ વિદેશી રાજપુત્ર ત્યાના રાજાની સેવા કરી માનભેર જીવન ગુજારતો હતો

¹એક દિવસ વનદત્તા સુવર્ણદેવા ધાવમાતાની સાથે વસંતક્રીડા માટે ઉદ્યાનમાં જાય છે અને તેણીને યુવાવસ્થામાં થતા સાહજિક વિકારો ને તે નૂતન વાતાવરણના નિમિત્તે અભિનવ મનોરમ્યતાની અભિલાષા થાય છે અને કર્મસંયોગે ભાવિની પ્રબળતાને સમર્થનાર "होनहार मिटे नहि, करो क्रोड उपाय" ની હિંદી ઉક્તિ મુજબ યુવરાજ શમરશીલનો પુત્ર રંગવિહારી મોહદત્ત સ્વચ્છંદપણે છેલછબીલો થઈને વિલાસ અને વાસનાની પ્રતિમૂર્તિસમો ફરતો ફરતો ત્યાં આવી ચડે છે. વનદત્તા અને મોહદત્ત અનુરાગભરી દૃષ્ટિથી પરસ્પર તારક-મૈત્રી સાધે છે અને કામરાગની કુત્સિત વાસનાને સંતોષવા કેળનાકુંજમાં વિચરી અનંગના વિકાર-મહેલો સાધનામાં શિસ્ત-મર્યાદાની ઉચિત સીમા વટાવી જાય છે. સાથે રહેલ સુવર્ણદેવાની ધાઈ પણ કર્મ-નાટકને ભજવતી પુત્રીની કુવાસનાને થામડતી માર્મિક શબ્દોમાં વસંતોત્સવ પછી આવવાનું સૂચવી બન્નેના પ્રેમીના હૃદયને સંતોષની વનદત્તાને લઈને ઘરે પાછી આવે છે.

વનદત્તા ઉપર મોહ
દત્તનો અનુરાગ

વસંતોત્સવ પત્યા પછી સુવર્ણદેવા પુત્રીની અભિલાષા પૂર્ણ કરવા એમતની તપાસ કરી ઉદ્યાનમાં વનદત્તાને લઈને આવે છે તે સમયે

---

૧ અહીંથી શરૂ થતો કથાસંદર્ભ રાસકારે મૂળમાં સંક્ષિપ્ત વર્ણવેલો છે તેથી વાચકોને કથા-વસ્તુ સમજવામાં સુગમ પડે તે માટે વિ. સં. ૮૩૫માં શ્રી-હ્રી-દેવીના વરદાનથી દાક્ષિણ્યચિહ્ન શ્રી ઉદ્યોતનસૂરિમહારાજે ૧૩૦૦૦ શ્લોકપ્રમાણ બનાવેલ પ્રાકૃત શ્રી કુવલયમાલા ચંપૂકથા (જે કે અમુદ્રિત છે—આની તાડપત્રીય પ્રતિ જેસલમેર જ્ઞાનભંડારમાં છે)ના આધારે વિક્રમની તેરમી સદીના ઉત્તરાર્ધ અથવા ચૌદમી સદીના પ્રારંભમાં થયેલા શ્રી પરમાનંદ સૂરિ શિષ્ય આ. શ્રી રત્નપ્રભસૂરીશ્વરજી મહારાજ રચિત શ્રી કુવલયમાલા કથાચંપૂ(સંસ્કૃત)ના બીજા અને ચોથા પ્રસ્તાવમાં આવતી કથાના આધારે વિશદ વર્ણન કરવાની છૂટ લીધી છે.

**વનદત્તા પર આશા- બનેલ મોહદત્તે પોતાના પ્રાયમાર્ગમાં કરકસમ તોસલકુમારની કરેલી હત્યા**

ગતામાં રાજપુત્ર **તોસલકુમારની** દૃષ્ટિ સુંદર રૂપવતી **વનદત્તા** પર પડે છે અને કામરાગમાં ભાન ભૂલેલો બની ગેન કેન પ્રકારે પણ તાત્કાલિક વાસનાની તૃપ્તિની સાથે કાયમી લગ્નસબંધદ્વારા મનોવાસના સંતોષવા **વનદત્તાની** પાછળ જ ઉદ્યાનમા આવે છે સ્વેચ્છાપણે નિરતમની પ્રતીક્ષાપૂર્વક વાટિકામા વિચરતી તેણીની પાછળ કામરાગમા અંધ બનેલ **તોસલકુમારે** ગુપ્તપણે ફરતા ફરતા એક ઠેકાણે એકાંત જેવું જોઈને પોતાની વાસનાને સંતોસવા કરાતી પ્રાર્થનાનો ભંગ ન થાય તે હેતુથી ' લઘુત્વની શક્તિ ભયથી જલ્દી મારે વશ થશે ' એમ ધારી તીક્ષ્ણ ધારવાળી દેદીપ્યમાન તલવારના ચમકારા સાથે **વનદત્તાને** વિનવણી કરી કે હે પ્રિયે ! તું તારી અદ્‌ભુત રૂપસૃષ્ટિ ઉપર ન્હાવરો ગયેલો હું તું સીઘ્ર મારી મનોકામના પૂર્ણ કર ! નહિ તો આજ તારું આવી મરણ છે મારી પ્રાર્થનાને અવગણ્યાનું ફળ તુરત જ આ મારી તલવાર તને ચખાડશે આવી પરિસ્થિતિમા સાથે રહેલ ધાઈ **સુવર્ણદેના** અને સખી–પરિવારે હાહાકાર કરી બૂમરાણ મચાવી કે– ધાજો રે ધાજો ! આ કોઈના તન મારી દીકરીની લાજ લેવા બળાત્કાર–પ્રયોગ કરે છે

આ સાંભળી સંકેત મુજબ આવી રહેલ **મોહદત્ત** તુરત તલવાર ખેંચી પોતાની પ્રિયતમાને બચાવવા તેમ જ **અબળા સ્ત્રી** ઉપર હથિયાર ઉગામનારને યોગ્ય શિક્ષા કરવાની **ક્ષત્રિય તરીકેની પોતાની** ફરજ બજાવવા "એ પુરુષાધમ ! શરમ નથી આવતી ! અબળા મુગ્ધ કુમારી કન્યાની છડેચોક છેડતી કરે છે અને તે પણ તલવારના જોરે ! જાણે કોઈ મહાપરાક્રમી ન હોય ! તારામાં સાત્ત્વિક પરાક્રમ હોય તો તું અબળા સ્ત્રી ઉપર કાં હથિયાર ઉગામે ખરો ! પે ! છતા તારામા પરાક્રમ હોય તો આવી જા મેદાનમાં, મારી સાથે ખાંડાના ખેલ ખેલી જો ! નાહક અબળા મુગ્ધ કન્યા ઉપર ખાંડાને ઉગામી ક્ષાત્રવટને લજવે છે કેમ ? આદિ પ્રોત્સેજક વચનો કહી પોતાને પોતાની

સામે કરી કન્યાનું રક્ષણ કર્યું આ બાજુ તોરણકુમારે પોતાની ધારની મુગદમાં અતિશય પાડનાર મોહદત્ત સામે ફરીથી તરવારનો ઝાટકો માર્યો પણ ખાંડાના ખેલમાં ચતુર મોહદત્તે ઘા ચૂકવીને સામા એક જ ઝાટકે તોરણકુમારને તેની સહનતના તાત્કાલિક ફલરૂપ દુર્ગતિના રસ્તે પહોંચતો કર્યો અર્થાત્ તોરણકુમાર યમશરણ થઈ દુર્ગતિમાં ગયો.

**પ્રતિસ્પર્ધીનું ખૂન કરી વનદત્તા પ્રતિ મોહદત્તની પ્રવૃત્તિ અને અચાનક વિરામ**

આ પ્રમાણે અબળા પર હથિયાર ઉગામનાર અને ગાઢમાં કુવારી કન્યાની છેડતી કરનારને યોગ્ય શિક્ષા કર્યાનો આત્મસંતોષ માનતો એ રીતે પોતાના પ્રેમિકાના નવા પ્રેમીરૂપ કંટકને દૂર કરીને મોહદત્ત વાસનાને તૃપ્ત કરવાના ઈરાદે વનદત્તા પાસે જાય છે વનદત્તા પણ દુષ્ટના ફંદામાંથી બચાવી જીવિતદાન આપ્યું છે એટલે બેવડા પ્રેમથી ભાવભીનો સત્કાર કરે છે ધાઇ સુવર્ણદેના પણ પુત્રીના ચિત્તને પ્રસન્ન કરનાર મોહદત્તને પ્રશંસાના ફૂલથી વધાવે છે, બા આકસ્મિક આવી પડેલા ભયને લીધે થરથરાટને અનુભવતી વનદત્તાને લઈ મોહદત્ત એકાંતમાં જઈ કામક્રીડાની તૈયારી કરે છે તેવામાં નીચે પ્રમાણે મધુર સ્વરમાં પોતાને સંબોધીને કહેતું હોય તેમ સાંભળી મોહદત્ત ચકિત બની જાય છે ભય-આશ્ચર્યની મિશ્ર લાગણીઓ અનુભવતો મોહદત્ત કાન દઈને સાંભળે છે—

**વિરામમાં કારણરૂપ દિવ્ય-વાણી અને તેની તપાસ અને મુનિવરના દર્શનથી થયેલો અપૂર્વ આનંદ**

" અરેરે ! જગતમાં સહુને પોતાનો સ્વાર્થ જ વહાલો છે, વીતરાગપ્રભુએ પ્રરૂપેલ ધર્મ અને તેની મર્યાદા કોઈને ઈષ્ટ નથી ! જૂઓ તો ખરા ! પોતાના સગા બાપને સગે હાથે મારી પોતાની જ જન્મદાત્રી માતાની સમક્ષ સગી બ્હેન સાથે વ્યભિચાર-વિષય-ક્રીડા કરવા આ જાય છે ! આના કરતાં વળી બીજી શી મૂર્ખતા હોય " !

આ પ્રમાણેનું સ્પષ્ટ છતાં વિસંવાદી વચન સાંભળી ચારે બાજુ તપાસ કરે છે પણ કોઈ ન દેખાવાથી પુનઃ માનસિક વાસના તૃપ્ત કરવા પ્રવર્તે છે ત્યાં પુનઃ ઉપર મુજબનું સંભળાય છે એટલે મોહદત્ત મુગ્ધ થયો નક્કી કોઈ યક્ષ–રાક્ષસાદિક મને ઉદ્દેશીને કહેતો લાગે છે માટે લાવ તપાસ તો કરું એમ વિચારી કૌતુક અને નાહક ધાર્યા કામમાં વિઘ્ન આવવાથી ક્રોધની લાગણીઓના ઉશ્કેરાટમાં આવી ખુલ્લી તલવાર હાથમાં રાખી તે બોલનારનો પત્તો મેળવવા ઉત્સુક બનીને તે જંગલમાં તપાસવા નિકળી પડે છે ત્યાં ફરતા ફરતા એક સ્થાને મુનિવરને જૂએ છે, તેથી તે મોહદત્તને ભરસમુદ્રમાં ડૂબતાને વહાણ ભૂખ્યાને અન્ન તરસ્યાને પાણી થાકયાને વાહન, સુખિયાને સાધન, ગરમીથી ગભરાયેલાને ઝાડની શીતળ છાયા ભયભીત બનેલાને આશ્રય, ચકોરને ચંદ્ર કમલને સૂર્ય, સમુદ્રને પૂર્ણચંદ્રની ચાંદની અને મોરને મેઘ મળ્યા જેટલો આનંદ થયો કારણ કે અકસ્માત્ સંભળાયેલી વાણી મુજબ પોતે માનસિક તૃપ્તિ કરવા જતાં ભગિની– વ્યભિચાર જેવા ભયંકર પાપ સાથે પિતૃહત્યા આદિના ભયંકર પાપોનો ભાગીદાર બની જતો હોય તો જીવતર પશુ કરતા પણ હીન થઈ જવાની ઉપજેલી શંકાનું નિવારણ નિઃસ્વાર્થ જીવન જીવનાર નિષ્કારણબંધુ સાધુ ભગવંત સિવાય કોઈ કરી શકે જ નહિં તેવી પરિસ્થિતિમાં અચાનક મુનિનો સમાગમ થઈ ગયો

**મોહદત્તે કરેલી મુનિવરની સ્તવના**

મુનિવરને જોઈ સંશયના પ્રબળ ઝંઝાવાતના ચકડોળે ચઢેલું માનસ તુરંત શાંત થવાની આશાએ મોહદત્ત આર્ય–સંસ્કારોના હાડ–સ્પર્શી રંગના કારણે પ્રબળ કામવાસનાના વાતાવરણને પણ ઘડીભર વિસરી જઈ નિસ્પૃહ–ત્યાગ પૂર્ણ મુનિદશાની પ્રમોદપૂર્ણ પ્રશંસાના ફૂલોથી મુનિવરને વધાવે છે અને સ્તવે છે કે "હે મુનિશ્રેષ્ઠ! આપ જેવા નિષ્કારણ–જગત્વત્સલ સ્વહિતની અવિરત સાધના સાથે નિરંતર પ્રાણીમાત્રનું ભલું ચાહનાર–કરનાર,

સમાગમ ખરેખર અનેક ભવોના સુ-સંચિત પુણ્યરાશિ વિના દુર્લભ છે ખરેખર સાક્ષાત્ અજ્ઞાન-મોહના પાશમાં ફસાયેલા સંસારના પ્રાણીઓનો ઉદ્ધાર કરવા જ જાણે ધર્મરાજ મૂર્તિમંત થઈ આપના બહાને જગત્માં અવતરેલા છે તે પ્રાણીઓ ધન્ય અને કૃતપુણ્ય છે કે જેઓ પરમ ભક્તિ સુભગભાગધેય આપ જેવાને ભાવ-પૂર્વક વંદન કરે છે આપની સમીપે આવવા માત્રથી મનો અવર્ણનીય આનંદનો અનુભવ થાય છે વળી આપ જ્યારે મારા ઉપર વાણીપ્રયોગ કરવાની કૃપા કરો ત્યારે તો મારા હર્ષની સીમા જ નહિ રહે। કારણ કે-માતા, પિતા અને ગુરુના વચનો અમૃત અને ઉત્તમ રસાયન કરતા પણ વધુ મધુર-હિતકર હોય છે, પણ તેની યથાર્થતાનો અનુભવ તો ઉત્તમ પ્રકૃતિવાળા ભાગ્યશાળી કુલીન આત્માઓ જ કરી શકે છે, તેઓ જ વડિલોના હુકમને એકાંત હિતકર માની તેને વફાદાર રહી આત્મહિત સાધી શકે છે તથા પૃથ્વીની શોભા મનુષ્યોથી છે મનુષ્યો લક્ષ્મીથી શોભે છે લક્ષ્મી પણ દાન વિના પ્રશંસનીય બની નથી અને દાન પણ ઉત્તમ આપ જેવા પાત્ર વિના વખણાતુ નથી એટલે કે સાક્ષાત્ કે પરંપરાએ જગતને રળીયામણું બનાવનાર મનુષ્યોને દીપ્તિમાન્ બનાવનારી લક્ષ્મીને પ્રશસ્ય બનાવનાર દાનના સુયોગ્ય પાત્ર તરીકે હોવાના કારણે આપ જેવા મહાપુરુષો જ જગત્ની અનેરી શોભા વધારે છે, આપ પૂજ્યશ્રીની વિચારધારાઓ પણ અતિ ઉદાત્ત અને પરમોચ્ચ કક્ષાની હોય છે કે 'જગત્ના તમામ જીવો પરમશાંતિ અને કલ્યાણમાર્ગના પથિક બનો', વળી શૂરવીર યોદ્ધાઓની યુદ્ધની ઝંખનાની જેમ વૈદ્યોની રોગવૃદ્ધિની ચાહનાની જેમ તેમજ બ્રાહ્મણોની મૃત્યુ પ્રસંગે થતા લાડવાના ભોજનની પ્રતીક્ષાની જેમ "क्षेम भवतु सुभिक्षम्"ની વ્યાપક ભાવનાઓ આપશ્રીના જીવનમાં ઓતપ્રોત બનેલી હોય છે

આ રીતે પરમકલ્યાણક આદર્શ ભાવનાવાળા હતા પણ આપના ઉપદેશની સર્વતોમુખી અસર દરેક પ્રાણી પર નથી થતી, તેમાં કેવળ તે તે આત્માઓની કમનસીબી અને કર્મના વિપાકવશ અયોગ્ય હોવાના કારણે સ્વગત ન્યૂનતા જ દેખાય છે, વ્યવહારમાં તુચ્છ પદાર્થનો સુપરિણામ અને ઉત્તમ પદાર્થનો વિપરિણામ પાત્રગત શક્તિઓના લીધે પ્રત્યક્ષ અનુભવાય છે, મનસ કે ખોળ જેવી ચીજ નિસ્સાર રસકસ વિનાની માત્ર ઘાસરૂપ હતા પણ ગાયના પેટમાં જઈ દૂધરૂપે પરિણમે છે, અને દૂધ જેવો ઉત્તમ જીવનતત્ત્વોથી ભરપૂર પદાર્થ સર્પને પાવાથી ભયંકર ઝેરરૂપે પરિણમે છે વળી મેઘનું અમૃતતુલ્ય પણ પાણી આંબા અને લીંમડાના ઝાડ વિગેરે ભિન્ન રસપણે પરિણમે છે, એમ જ હે મુનિશ્રેષ્ઠ! પાત્રના આધારે પદાર્થની હીનતા કિંવા સુન્દરતા નિર્ભર હોઈ આપના એકાંત-હિત-બુદ્ધિથી પણ દેવાતા ઉત્તમ ધર્મોપદેશની અસર પ્રાણીઓના ભાગ્ય પર આધાર રાખે છે હે નિષ્કારણબંધો! આપ જેવા પ્રત્યુપકારની જરા પણ આશંસા કર્યા વિના નિરંતર વિચરે અમ જેવા પામર પ્રાણી પર દયા કરનારા વાગ-ચૂકા પણ જો ધર્મના બે અક્ષર અમને આપો-સંભળાવો તો તે બે શબ્દો ગુરુની નિશ્રા કે કૃપા વિના સેંકડો ગ્રંથોના અવગાહન કરતાં વારંવાર આત્મ-કલ્યાણના માર્ગે વધુ તેજ પ્રકાશ પાથરે છે ગહન અંધકારમાં નાનો પણ દીવો પ્રકાશથી ઝગઝગતા અનેક રત્નોની અપેક્ષાએ વધુ માર્ગદર્શક બની ઉપયોગી નિવડે છે, તેમ આપની અમૃતમય ધર્મવાણીના બે શબ્દ પણ અમારા માટે બસ છે ”

ઉપર મુજબ ભાવપૂર્વક સ્તવના કરી યથોચિત વિનતી મહા આગ્રહી નમ્રભાવ અર્જનપૂર્વક પૂછે છે કે—"હે પ્રભો ! અમારા ગામની વાત કરી અહીં માતાની સમક્ષ સગી બહેન સાથે વ્યભિચાર કરવાના પાપનો ઉલ્લેખ કરતી દિવ્યવાણીનો શો આશય છે ? સ્પષ્ટ છતા તે વાણી વિસ્મયકારક હોઈ મારા મનને ભારે મૂંઝવે છે માટે કૃપા કરી તેનો સ્પષ્ટ ખુલાસો જણાવવા કૃપા કરો આપ સિવાય અમ મનના સંશયો દૂર કરનાર બીજા કોણ છે ? માટે કૃપાપૂર્વક આ વાતનો મર્મ જણાવી અજાણે પણ થઈ ગયેલ અને થઈ જનારી ભૂલનું પરિમાર્જન કરવાની તક મને આપી કૃતકૃત્ય કરો

**મોહદત્તે મુનિવરને શંકાના નિરસન માટે કરેલી પ્રાર્થના**

**મુનિવરે** શાસના માર્ગ પ્રવર્તતા છતા માનસિક ભૂમિકાની સ્વ પ્ર-યત્ન-સાધ્ય નિર્મલતાની ઝાંખી કરાવતા **મોહદત્તના** વચનો સાંભળી તેના જીવનને ઉચ્ચ માર્ગે લઈ જવામા પોતાનું નિમિત્તકારણ જાણી ધર્મબુદ્ધિએ દિવ્યવાણીના ઉકેલ માટે વિસ્તારથી તેના પૂર્વવૃત્તાંતો જણાવવાની શરૂઆત કરે છે

આ રીતે નાસમાન **શ્રી સીમંધરપ્રભુ** અને **કામગજેન્દ્રના** ઉપમેય-ઉપમાનક સંબંધને સ્પષ્ટ કરવા માટે ચાલુ ભવનું વર્ણન **શ્રી મહાવીર પ્રભુ** અને **શ્રી સીમંધર વિભુ** સાથે સુસંગત કરતા કામગજેન્દ્રના પૂર્વભવ-વાવર્ણનની પીઠિકા વર્ણવી મધ્ય ઉલ્લાસની સમાપ્તિ કરે છે

હવે કામગજેન્દ્રના પૂર્વભવનું વર્ણન તથા કામગજેન્દ્રને કરેલી અપૂર્વ આરાધના અને કેવળજ્ઞાનપ્રાપ્તિ આદિનું વર્ણન ચરમ ઉલ્લાસમા આવશે

**॥ ઇતિ શ્રી સીમંધરસ્વામિ શોભાતરંગે [1]પંચમ(સુંદર) મધ્યોલ્લાસ સમાપ્ત. ॥**

---

૧ આ શબ્દ માટે પા ૮૯નુ ટિપ્પણ જૂઓ

॥ ॐ अर्हं नमः ॥

# શ્રી સીમંધર–શોભા–તરંગ

## (પંચમ ઉલ્લાસ)

હવે મુનિવર પાસેથી દિવ્ય વાણીનો ખુલાસો સાંભળી મોહદત્ત અધમ નટ કામગજેન્દ્ર કેવી રીતે થાય છે અને તે કામગજેન્દ્ર ચાલુ ભવમાં **શ્રી સીમંધરપ્રભુના** મુખથી પોતાના [illegible] પૂર્વભવો સાંભળી વૈરાગ્યપૂર્વક પ્રભુમહા[illegible] પામે દીક્ષા લઈ અપૂર્વ આરાધના કરી **કેવળજ્ઞાન** પામી મોક્ષે કેવી રીતે જાય છે તેનું વર્ણન આ પંચમ-ઉલ્લાસમાં આવશે.

'હે મહાનુભાવ! તને આશ્ચર્યમાં નાખનાર **દિવ્ય વાણીને** સ્પષ્ટ રીતે સમજવા માટે તારો જે પૂર્વ-વૃત્તાંત કહું છું તે ધ્યાનપૂર્વક સાંભળ.

**મોહદત્તે સાંભળેલી દિવ્ય વાણીનો મુનિવરે કરેલ ઉકેલનો પ્રારંભ**

[1]આ જ ભરતક્ષેત્રમાં કોશલ નામના દેશમાં કોશલા નગરીમાં કોશલ નામના મહાપ્રતાપી રાજા છે. તેને તોસલકુમાર નામનો પુત્ર છે. તે જ નગરમાં નંદન નામનો શ્રીમંત શેઠ છે. તેને રત્નરેખા નામની સ્ત્રી છે. તેમને તેને પ્રાણ કરતાં અધિક વહાલી સુવર્ણદેવા નામની રૂપે રંભા પણ સા[illegible] હાલ કુમારી પુત્રી છે.

**વ્યભિચારી તોસલકુમારનું ગુપ્ત રીતે દેશાંતરગમન**

એક ઉત્તમ ધર્મના સંસ્કારોથી વિહીન રાજપુત્ર તોસલકુમાર સ્વચ્છંદપણે વિચરતાં તે શ્રેષ્ઠિ-કન્યાને જોઈ મોહિત થાય છે. અને પેલી શ્રેષ્ઠિપુત્રી પણ ઉંમરલાયક હોઈ અને તેની સાથે સગપણ થયેલ છે તે શ્રેષ્ઠિપુત્ર વ્યાપારાર્થે દૂર દેશાવરમાં ગયેલ હોઈ રાજપુત્રના રૂપ પર મોહી પડે છે અને કામદેવના ઉન્માદ–તાપ–શોષણ–સ્તંભ–

---

1 અહીંથી શરૂ થતા દિવ્ય વાણીના ઉકેલની વિસ્તૃત માહિતી શ્રી રત્નપ્રભસૂરિ રચિત શ્રી કુવલયમાળા કથા (ચંપૂ)ના બીજા પ્રસ્તાવ (પા. ૬૯થી૮૨)માં છે.

આ અનેક કારણોથી ઓકગુણ વધેની પ્રસવકાળની આસન્નતાએ થતી અનેક વેદના-પીડાએ તેણીને વિહ્વળ કરી મૂકી અને સાર્થની મોમત પગાએ છોડી દીધી ભયંકર તથા વિકટ જંગલની ગહનતા અને ગાઢ અંધકારની ભયાનકતા તેમ જ પરમ-સુખી-અવસ્થામા ઉછરેલી છતા પ્રસવ જેવા કપરા સમયે ભયંકર વેદનાઓમા આશ્વાસન દેનારના પણ અભાવથી અતિ વિહ્વળ થઈ ગળીફાટ રુદન કરે છે વિલાપ કરે છે છેવટે લાગણીઓના પ્રબળ આવેગથી સુવર્ણદેવા-મૂર્છિત-બેભાન થઈ જમીન પર પડી જાય છે મુદુલ મખમલની કોમળ તળાઈમા સૂનારી શ્રેષ્ઠીપુત્રીની કાયા પથ્થર-કાંકરાથી વ્યાપ્ત અટવીના ખડબચડા ભૂ-પ્રદેશ ઉપર નિરાધાર થઈને પડી! અહો શી કર્મની અકળ ગતિ!! અજ્ઞાન-મૂઢ પ્રાણી પાપ કરતા પાછું વાળીને જોતો નથી, ક્ષણિક આનંદ-તૃપ્તિમા ગાંડો-ઘેલો બની અપાર દુખનાગ્નિને હાથે કરીને નોતરે છે અને તે દુખોના વિપાકને ભોગવતા ટાણે પત્થર-હૈયાને પણ પીગળાવી દે તેવી દયા-જનક સ્થિતિ અનુભવે છે બાદ વનના શીતળ કિરણો અને જંગલની શુદ્ધ-ઠંડી હવાથી ધીમે ધીમે ચૈતન્ય આવે છે અને અલ્પ સમયમા પુત્રપુત્રીના યુગલનો જન્મ થાય છે સુવર્ણદેવાએ આવી પડેલા અપાર દુખોના પંજામાથી છૂટવા મરણનો નિર્ણય કર્યો છતા કોમળ બાળકોની ભાવી દશાનો વિચાર કરી થએલી ભૂલને ધ્યાનમા રાખી નવી બાળ-હત્યાની ભૂલ ન થાય માટે મરણના વિચારને જતો કરી કોઈ ગામની નજીક જઈ શરીરશુદ્ધિ કરવા માટે જલાશય પર જવાની તૈયારી કરે છે તોરણકુમારના નામની મુદ્રિકા બાળકના ગળામા અને પોતાના નામની મુદ્રિકા બાલિકાના ગળામાં નાખી નવપ્રસૂત બાળક બાલિકાને પોટલીની જેમ કપડાના બે છેડે બાંધી યોગ્ય સ્થાને મૂકી વિંધ્યાચળની તળેટીના ઝરણામા સ્નાનાદિ માટે જાય છે

આ બાજુ નવજાત હોવાથી તેણીથી ખસેડાયેલ બાળક-બાલિકાની તે કપડાની ગાંઠને લોહીના ગંધથી આકર્ષાયેલી એક વાઘણ માંસના પિંડની બુદ્ધિથી વચમાંથી પકડીને લઈ ગઈ. જંગલમાં ગાઢ ઝાડીની પડખેના માર્ગે ઊછળતી કૂદતી જાય છે. વાઘણને ખબર પડતી નથી. આ પોતાના ઠામે જવા થોડીક આગળ વધી હશે તેટલામાં શિકાર કરવા આવેલ પાટલિપુત્રના રાજા જયવર્મના

**સુવર્ણદેવાના નવજાત શિશુયુગલની કર્મ-સંજોગે બનેલી પરિસ્થિતિ**

પુત્ર **શબરશીને** વાઘ સમજીને સચોટ તાકીને મારેલ બાણથી તરફડીને તે વાઘણ તરત મરી ગઈ. નજીક આવેલા **રાજપુત્ર શબરશીને** વાઘણના મોઢામાં પકડેલ કપડાની ગાંઠમાં નાહીથી ખસેડાયેલ છતાં ચંદ્રસમાન આહ્લાદકારી નવજાત શિશુઓ જોઈ આશ્ચર્યચકિત થઈ બાળકીને તે બાળક સાથે રહેલી પોતાની સ્ત્રીને આપ્યા અને શિકાર પ્રસંગે વાઘ પાસેથી પ્રાપ્ત થયો હોવાના કારણે તેનું **વ્યાઘ્રદત્ત** નામ પાડ્યું. પણ કાલક્રમે મોહની તેનાથી ભરેલી તેની વર્તણૂકથી લોકોએ તેનું **મોહદત્ત** નામ પાડ્યું. આ બાજુ સ્નાનમાં પડી રહેલી પેલી બાલિકાને કાર્યપ્રસંગે તે માર્ગે નીકળેલા **પાટલિપુત્રના** રાજા **જયવર્મના** રાજદૂતે દીઠી અને ઘોર અટવીમાં નિરાધારરૂપે રડેલ કરુણાજનક નવજાત-દશાવાળી તે બાલિકાને લઈ સાથે આવેલ નિઃસંતાન પોતાની સ્ત્રીને આપી તેણીના સેવા શેર માણી ઊણપના લીધે થતી ચિંતા દૂર કરી અને 'વનદેવતાએ ભૈનિષ્ઠાપૂર્ણ સ્વામીની વફાદારી-પ્રામાણિકતાથી પ્રસન્ન થઈ જાણે કૃપા કરી અમારી માનસિક ચિંતા દૂર કરી' એટલે તે બાલિકાનું **વનદત્તા** નામ પાડ્યું.

**આ પ્રમાણે કર્મસંયોગે અને ભવિતવ્યતાની પ્રબલતાએ માતાથી વિખૂટા પડેલ અને મોતના પંજામાં સપડાયા છતાં નવજાત શિશુ-યુગલ પૂર્વસંચિત પુણ્ય રાશિના બળે યોગ્ય સ્થાને સુરક્ષિત પહોંચી ગયું, અને તુચ્છ માનવીએ-શુભાશુભ કર્મના**

નાટકિયાની જેમ નાચતો કર્માધીન બની સગી પુત્રીને વિષયવાસના તૃપ્ત કરવાની પ્રાર્થના કરે છે અને પ્રાર્થનાનો ભંગ કરવામાં તરવારની ધમકી આપે છે નનદત્તા તો મોહદત્ત પર આસક્ત હતી વળી “પરાણે પ્રીતિ થાય નહિં”ની કહેવતી મુજબ તરવારના જોરે પ્રેમ કરવા માગતા તે નફટ નરાધમના પાશમાંથી છૂટવા દોડે-વાળે ની બૂમરાણ મચાવે છે એટલે સંકેત કર્યા મુજબ આવી રહેલો મોહદત્ત ભરબાત બની કોઈ અબળાની ચીસ સાંભળી દોડતો તરત ત્યાં આવી પહોંચે અને પોતાની પ્રેમિકાને તરવારની ધમકી બતાવી ડરાવનાર તોસલકુમાર-( જે કે પોતાનો સગો બાપ છે પણ પોતાને ખબર નથી ) ને તરવારની ઝાટકામાં યમશરણ કરી દે છે સુવર્ણદેવા પણ જેની પાછળ કુળની લાજ મર્યાદા વેગળી મૂકી માતા કુટુંબીઓના વ્હાલને વિસારે મૂકી ઋદ્ધિથી છલકાતા ઐશ્વર્યપૂર્ણ ઘરને છોડી જગતમાં ભટકતી બની બીજાને ત્યાં દાસીપણું સ્વીકાર્યું-તે તોસલકુમારને ઘણા વર્ષથી નાદ જોયેલ તેમ જ તેને તો તેના બાપે મારી નખાવેલ છે એવો નિર્ણય હોવાથી ઓળખી શકી નહિં ઉલટું મોહદત્તે મારી નાખ્યો તે સારું કર્યું એમ માનવા લાગી **અહો શી કર્મની વિટંબના છે ! એક જ ભવમાં કર્માધીન મૂઢ આત્માઓ જાણ્યે અજાણ્યે પણ કેવા ભયંકર અકૃત્યો કરી બેસે છે** બાદ સુવર્ણદેવા નેત્રના ઇશારાથી સગા ભાઈ બ્હેનની વાસના તૃપ્ત કરવાની સંમતિ આપે છે અને મોહદત્ત કામક્રીડાની તૈયારી કરે છે, તેટલામાં દિવ્ય વાણી સંભળાય છે અને ચકિત થઈને મોહદત્ત બોલનારની તપાસ કરે છે પછી જે બન્યું છે તે તું જાણે જ છે

આટલા વૃત્તાંત ઉપરથી તું સમજી શક્યો હઈશ કે “મોહદત્ત તે તું પોતે જ છે, તરવારના એક ઝટકે જેને યમસદને પહોંચાડી પ્રતિસ્પર્ધીને મ્હાત કર્યાનો સંતોષ અનુભવ્યો-તે તોસલકુમાર તારો સગો પિતા હતો, અને જેના પર તું આસક્ત થઈને ઘેલો બન્યો છે તે નનદત્તા તારી સગી બ્હેન અને આ

**દિવ્ય-વાણીના કથન-નો ઉપસંહાર**

બધા કામમા સંપૂર્ણ પ્રેરણા કરનાર આગળ પડતો ભાગ ભજવનાર સુવર્ણદેવા તે તારી અને નન્દદત્તાની સગી **માતા** કે એટલે ચચેલી [ વ્ય વાણીમા મુગ્ધ થયેલ—સગા બાપનુ સગે હાથ ખૂન કરી માતાની સમક્ષ બ્હેન સાથે વ્યભિચાર કરી—વાતમા તને હવે શો વિસવા જણાય છે?"

**મોહદત્ત, સુવર્ણદેવા અને નન્દદત્તા** ઉપર મુજબનો વૃત્તાંત મુનિવર પાસેથી સાંભળી લજ્જા અને પાપના પશ્ચાત્તાપથી અધોમુખ બની મુનિવરના જ્ઞાનગુણની અનુમોદના કરી ભયંકર પાપમાંથી બચી ગયા તેના કારણે પોતાને કૃતાર્થ માનવા લાગ્યા અને **અજ્ઞાન** કેટલું ભયંકર છે, અજ્ઞાન અવસ્થામાં વિવેકશૂન્ય આંધળા પ્રાણીઓ કેવા કેવા અણછાજતા કામો કરી બેસે છે

**ભવનિર્વેદ અનેવ મોહદત્તની પ્રાર્થના અને મુનિવરે કરેલ ખુલાસો**

તેનો ખ્યાલ કરી "अज्ञानं खलु भो कष्टम्" "अतनद्रु ग्व-वृक्षाणां मूलमज्ञानमेव च" આદિ સુભાષિતોની મહાર્થતા **સમજ્યા** પછી મોહદત્તે પશુજાતિ કરતાં પણ અધમ કક્ષામા લઈ જનાર ભયંકર પાપોનું પ્રાયશ્ચિત્ત કરવા અને અજ્ઞાનરૂપ મહાન્ દોષને દૂર કરવા સર્વજ્ઞ વીતરાગ પ્રભુનું અનન્યચિત્તે શરણ સ્વીકારવા દીક્ષા'-ચારિત્ર-સંયમની પ્રાર્થના મુનિવરને કરી એટલે જેમના નિર્મલ દાંતોની જ્યોત્સ્ના બોલતી વખતે હારની પ્રભા સમાન ફેલાઈ જાય છે તથા જેમની સુંદર શ્યામલ મોહક રૂપસૃષ્ટિ જાણે જગતના ત્રિવિધ તાપો શમાવવા મેઘમાલા કેમ ન હોય? અગર મુક્તિ—બાલાને આકર્ષણ—વશ્ય કરનાર કામણ કેમ ન હોય? એવા અનુપમ સુંદર રૂપનિધાન છતાં મોહસમુદ્રમાં નહિ ડૂબનાર પણ નાવની જેમ સ્વ-પરતારક, અને વાણીરૂપ વજ્રથી જગતના પાપોનો ધ્વંસ કરનાર તે **મહામુનિવર** પશ્ચાત્તાપ અને ભવનિર્વેદની ભાવનાથી તરબોળ બનેલ **મોહદત્તને** જણાવે છે કે—"**મહાનુભાવ**! તમારી માંગણી યથાર્થ છે પણ હું તો **ચારણ લબ્ધિવાળો** સાધુ છું ગચ્છની મર્યાદાથી પ્રતિબદ્ધ નથી, એટલે

દીક્ષા આપવાનો અધિકાર મને નથી " તો વિશ્વનને આકાશ

૧ અહીં મોહદત્તે કરેલ દીક્ષા માટેની પ્રાર્થનાના જવાબમાં "ચારણ લબ્ધિધારી સાધુ હોવાથી હું દીક્ષા ન આપી શકું" તેમ મુનિવર જણાવે છે. આ ઉપરથી ચારણલબ્ધિવાળાઓ દીક્ષા ન આપી શકે તેવો સિદ્ધાંત રચી શકાય પણ તેને માટે યોગ્ય શાસ્ત્રોના પાઠનું સમર્થન ન મળે ત્યાંસુધી રાસકારની કૃપાવસ્તાના પ્રસંગ પરથી તેવો સિદ્ધાંત સ્થિત કરવો ઉચિત ન ગણાય એ માટે અતિ પ્રયત્નપૂર્વક ગવેષણા કરવા છતાં તથા કેટલાક બહુશ્રુત-વિદ્વાનોને પૂછતાં યોગ્ય શાસ્ત્રીય આધાર મળ્યા નથી તપાસના પરિણામે વિક્રમની નવમી સદીના ઉત્તરાર્ધ કે દશમી સદીના પ્રારંભમાં થયેલ શ્રી રત્નપ્રભસૂરીશ્વરજી મહારાજશ્રીએ વિ. સં. ૮૩૫માં દાક્ષિણ્યચિહ્નાંકિત શ્રી ઉદ્યોતનસૂરીશ્વરજી મહારાજે રચેલ ૧૩૦૦૦ શ્લોકપ્રમાણ કુવલયમાલા કથા (પ્રાકૃત) પરથી બનાવેલ સંસ્કૃત કુવલયમાલાકથા (ગદ્ય)(જે કે આ કામગજેન્દ્રની કથાના મૂળ આધારરૂપ છે)ના બીજા પ્રસ્તાવ(પા. ૮૨ પ. ૫)માં ચારણમુનિ દીક્ષા ન આપી શકે તે વાતને કંઈક સમર્થન કરનાર નીચે મુજબના અક્ષરો મળ્યા છે

"यदहं चारणश्रमणो न गच्छप्रतिबद्धस्तेन तव व्रत दातुमनीश" ॥

ભાવાર્થ—જે કારણથી હું ચારણશ્રમણ ગચ્છપ્રતિબદ્ધ નથી માટે તને દીક્ષા આપવા હું સમર્થ નથી

તેમાં આમાં ફક્ત દીક્ષા ન આપી શકવાના હેતુ તરીકે ગચ્છની મર્યાદાથી બહાર હોવાનું સૂચવ્યું છે પણ તે સિવાય તેમનો તેવો કલ્પ છે કે સામાચારીનું નિયંત્રણ છે વગેરે બુદ્ધિને સંતોષજનક કોઈ હેતુ સમાવેલ નથી

આ સિવાય જિનકલ્પીઓ માટે દીક્ષા ન આપવાનું સ્પષ્ટ વિધાન મળી આવે છે તેમ ચારણ-શ્રમણો માટેનું સ્પષ્ટ વિધાન જાણમાં નથી પ્રયત્ન કરવા છતાં મળેલ નથી, કોઈના ખ્યાલમાં હોય તો સૂચવવા વિનંતિ છે

રાસકાર તો આ સ્થળે માત્ર "હું યતી છું ચારણશ્રમણો, તેણિ નાપૂં દીખ્ય સહી" આટલા શબ્દો જ જણાવે છે માટે વિશેષને આ પર વધુ પ્રકાશ પાથરવા ધ્યાનમાં રાખે

મારું પરમ પાવન નહીં જગતમાં આ પવિત્ર લોકોત્તર ભયંકર પાપીઓને પણ ઉદ્ધારનાર, જેના કાંકરે કાંકરે અનંત આત્માઓ સિદ્ધિએ ગયા છે એવા તીર્થાધિરાજ **શ્રી સિદ્ધાચલ પુંડરિકગિરિ-તીર્થે** યાત્રા માટે જતો હતો ત્યાં મેં **અવધિજ્ઞાનના** બળે તારા હાથે અજાણપણે પણ પિતૃઘાતનું પાપ થવાનું જોયું અને ભગિની ભગિનીગમનના ભયંકર બીજા પાપમાં તું પ્રવર્તવાની તૈયારીમાં હતો ખરેખર **અજ્ઞાનવશ મૂઢ પ્રાણીઓ આમ દુષ્કૃત્યો કરી જીવનમાં દુઃખનો દાવાનલ સળગાવી મૂકે છે અને પછીથી હાય-વોય કરે છે, એટલે તને** પ્રતિબોધવા હું આવ્યો છું હવે તો હું **શ્રીસિદ્ધાચલની** જાત્રાએ જઈશ કારણ કે-જ્ઞાની ભગવંત શાસ્ત્રકાર-મહારાજા નીચે મુજબની 'પમાર' થી શરૂ થતી તેર વસ્તુઓ મહાન પુણ્યના સંયોગે જ મળતી જણાવે છે—(૧) શ્રી પુંડરીકગિરિ, (૨ પાત્ર, (૩) પ્રભુ-પરમેશ્વર (૪) પરમેષ્ઠી, (૫) પર્યુષણા-સંવત્સરી પર્વ, (૬) પચ્ચખ્ખાણ-વિરતિ, (૭) પૌષધ, (૮) પૂજા, (૯) પ્રતિક્રમણ (૧૦) પ્રતિલેખના, (૧૧) પ્રમાર્જના, (૧૨) પોથી-જ્ઞાન, (૧૩) પાખી-આ તેર દુર્લભ વસ્તુઓ પૃથ્વીને પાવન કરનાર મહાપુરુષો જ પામે છે એટલે પરમ પવિત્ર **તીર્થાધિરાજની** યાત્રાએ જઉં છું, અને તમે **કૌશાંબી** નગરીમાં ધર્મનંદન મુનિવરની પાસે જશો એટલે તેઓ તમને દીક્ષા આપશે આમ કહી ચારણ મુનિ આકાશમાર્ગે તુરત શ્રી સિદ્ધાચલની યાત્રાએ ઉપડી ગયા

**મોહદત્તની દીક્ષા અને દેવલોકમાં ઉત્પત્તિ**

હવે મોહદત્તે સંસારથી વિરક્ત બનીને **ચારણમુનિની** સૂચના મુજબ **કૌશાંબીનગરીમાં** જઈ ધર્મનંદન મુનિ પાસે જઈ વિનય પૂર્વક સંયમની પ્રાર્થના કરી મુનિવરે પણ યોગ્ય જાણી દીક્ષા આપી સંવેગ ભાવનાથી ભાવિત **મોહદત્ત** મુનિ નિતાંત દુઃખને આપનાર કર્મનો ક્ષય કરવા માટે ઉત્કૃષ્ટ વિકટ તપસ્યા આદિ કરી નિર્મલ સંયમ પાળવા લાગ્યા સાથે બીજા

[1]ચાર મુનિઓની ધર્મવૃદ્ધિકર કલ્યાણકારી સોબત મળી જવાથી વિશેષ નિર્મળ આરાધના કરી અનુક્રમે આયુક્ષયે કાળ કરી સૌધર્મ નામના પહેલા દેવલોકમા પદ્મ નામના વિમાનમા મોહદત્તમુનિ પદ્મકેસર નામના દેવપણે ઉત્પન્ન થયા સહચારી ધર્મમિત્ર અન્ય ચાર મુનિઓ પણ તેજ દેવલોક અને તે જ વિમાનમાં પદ્મપ્રભ-પદ્મસાર-પદ્મવર-પદ્મચન્દ્ર નામના દેવ થયા પાચે દેવો સરખી ઋદ્ધિ-વૈભવવાળા પૂર્વજન્મના ધર્મસ્નેહથી સધાયેલા આનંદપૂર્વક સાથે ક્રીડા કરતા કાળ-નિર્ગમન કરે છે

એક । તે પાચે મિત્ર-દેવોએ અચાનક ઘટના સાભળી તપાસ કરી તો ભરતક્ષેત્રની વર્તમાન ચોવીશીના પદરમા તીર્થંકર શ્રી ધર્મનાથપ્રભુના કેવલજ્ઞાનમહોત્સવ પ્રસંગે શ્રી ધર્મનાથપ્રભુના પ્રભુના સમવસરણમા જવા માટે દેવોને સમવસરણમા સૂચક- સાવધાન થવાનુ જણાવ્યુ એટલે હરખભેર નાજનો પ્રસંગ-ઈંદ્રાદિકો-ત્યા ગયા થકા તે દેવોએ ધર્મનાથપ્રભુને એ કરેલ બહુમાન ભાવથી નમસ્કાર કર્યા અને અસખ્ય દેવોના સમૂહથી વીટળાએલા સૌધર્મેન્દ્રની સાથે પ્રભુ પાસે આવી (તે પાચ દેવમાના) પદ્મસાર નામના દેવે ઇન્દ્રમહારાજની આજ્ઞા લઈ ભક્તિપૂર્વક સુદર સમવસરણની રચના કરી પ્રભુએ મેઘગર્જનાની જેમ ગભીર સ્વરવડે સુદર ધર્મદેશના આપી જે સાભળી પદ્મકેસરાદિ પાચે દેવો ધર્મબીજનુ વપન પોષણ કરનાર પરમસવેગની ભાવનાથી પ્રમુદિત બન્યા એટલામા શ્રી ધર્મનાથપ્રભુના આદ્યગણધરે વિનયપૂર્વક નમસ્કાર

---

૧ અહી મોહદત્ત મુનિના સહચારી તરીકે સૂચવાએલા અન્ય ચાર મુનિઓના વધુ પરિચય અને સળગ માહિતી માટે કુવલયમાલા કથા (સસ્કૃત ગ્રથ) જુઓ આ પાચની વાર્તામા જ આખી કથા સમાપ્ત થાય છે, ત્યા આ ચાર મુનિઓ ચડસોમ-માનભટ-માયાદિત્ય-લોભદેવ નામથી સબોધાયા છે આ ચારેના જીવનની પૂર્વભૂમિકાનો પરિચય શ્રી કુવલયમાલા કથા (પ્રસ્તાવ ૨, પા ૩૫ થી ૬૮)મા આપેલ છે

કરેલી સંયમવિરાધના અને આસન્નભવ્યતાને લીધે લઘુકર્મીતાને સૂચવનાર ભાવિનું ભવ્ય જીવન વગેરે જણાવ્યું, એટલે સર્વ શ્રોતાજનો પ્રભુશાસનની મહત્તા અને આરાધકોની જોખમદારી સમજી "**आज्ञा-राद्धा विराद्धा च, शिवाय च भवाय च**" ના ગૂઢ-પરમ-રહસ્યને પામી શક્યા બાદ સૌધર્મેન્દ્ર ત્રિલોકનાથ લોકોત્તર પુણ્યશાળી **તીર્થંકરપ્રભુના** સ્વમુખે પ્રશંસિત થવાના સૌભાગ્યને મેળવનાર મૂષકરાજને હાથમાં લઈ સમવસરણમાં રહેલ અસંખ્ય દેવો કોડો મનુષ્યો સમક્ષ-" **તું ધન્ય છે! કૃતાર્થ છે! તારો બેડો પાર થઈ ગયો! તિર્યંચ જેવી અધમ જાતિમાં છતાં પ્રભુના મુખથી તારું ઉજ્જ્વલ ભાવિ સાંભળી ગણધરાદિ મુનિઓ અને અન્ય ધર્માત્માઓને પણ તું સ્પૃહણીય-પ્રશંસનીય બન્યો છે! વાહ! વાહ! ધન્ય છે** તારા આત્માને"-આદિ ધર્મપ્રેમને સૂચવતા શબ્દોથી તેનો સત્કાર કરી શ્રી ઈન્દ્રમહારાજાની જેમ બધાએ તે મૂષકરાજને હાથમાં લઈ વિવિધ પ્રશંસાના શબ્દોના ફૂલોથી નવાજ્યો.

**મૂષકરાજનો પ્રસંગ સાંભળી ભવાંતરમાં ધર્મ-પ્રાપ્તિ કરાવનારો પાંચે દેવોએ કરેલ સંકેત**

ઉપર મુજબ **મૂષકરાજના** ઉત્તન-પ્રસંગો સાંભળી **પદ્મપ્રભ** દેવે પ્રભુને વિનયપૂર્વક પૂછ્યું કે- અમે પાંચે જણા ભવ્ય છીએ કે અભવ્ય?" પ્રભુએ કહ્યું કે-'તમો પાંચે ભવ્ય તેમજ સુલભબોધિ છો' સુલભબોધિ શબ્દ સાંભળીને બોધિનું ફલ મોક્ષ ક્યારે મળશે તેનો નિર્ણય કરવા **પદ્મપ્રભ** દેવે પુનઃ પૂછ્યું કે- હે વિભો! અમે સુલભબોધિ તો ખરા પણ બોધિના ફલરૂપ મોક્ષની પ્રાપ્તિ અમને ક્યારે થશે? પ્રભુએ કહ્યું કે-"આજથી ચોથા ભવે તમે પાંચે સાથે મોક્ષે જશો." આ સાંભળી પાંચે દેવો પ્રસન્ન થયા પણ દેવભવમાંથી ચ્યવ્યા પછી વચ્ચેના ત્રણ ભવોમાં સમ્યક્ત્વ-બોધિ પ્રાપ્તિ સુલભ-સરળ બને એટલે **પદ્મકેસરાદિ** દેવો પરસ્પર

પ્રથમ સ્વપ્નોને પાછળવાળો જેણે આવી ધર્મ પમાડે એવા દ સંકેતપૂર્વક તદનુકૂલ સામગ્રીનું વિધાન કર્યું

**કામગજેન્દ્રના પૂર્વભવનો ઉપસંહાર**

'હે રાજન્! તે પદ્મકેસરદેવ સ્વર્ગથી ચ્યુત થાય છે અને પૂર્વભવના સંકેતિત મિત્ર-દેવના પ્રયાસથી પ્રતિબોધ પામી દીક્ષા લઈ પુન દેવલોકે જાય છે ત્યાંથી ચ્યવી આ કામગજેન્દ્રકુમાર થયેલ છે પૂર્વભવના સંકેત-પ્રતિજ્ઞા પ્રમાણે પ્રતિબોધ કરવાની ફરજો અદા કરવા આ પાસે એ બંને દેવો વિષયવાસનામાં આસક્ત બનેલ કામગજેન્દ્રકુમારને ધર્મપ્રાપ્તિ કરાવવાના શુભ આશયથી વિદ્યાધરી-બિંદુમતી-પરણવાની વાત આદિની માયા બતાવી આ સ્થાને અહીં મારી પાસે લાવેલ છે

**કામગજેન્દ્રનું સંશય દૂર કરવા પ્રભુ મહાવીર સ્વામી પાસે જવું**

આ પ્રમાણે હે પ્રિયસુંદરી! મારા પૂર્વના ચાર ભવોનો વૃત્તાંત શ્રી સીમંધરપ્રભુએ કહ્યો, તે સાંભળી વિનયાવનત-મસ્તકે પ્રભુના જ્ઞાનાતિશયને અનુમોદી પ્રભુને નમસ્કાર કરી અને જ્યાં માથું ઊંચું કર્યું ત્યાં તો હું મને પોતાને તારી પાસે રહેલ જોઉં છું હે સુંદરી! પ્રભુના અમૃતતુલ્ય વચનો હજી યાદ છે હજી ત્યાંનો રમણીય દેખાવ નજર આગળ તરવરે છે અજ્ઞાન-મોહની મિથ્યાવાસનામાં ભટકતું મૂઢ મન હજી શંકાકુલ થઈ નવ-નવા તર્કો ઉઠાવે છે કે "શું આ સાચું હશે? કે કેવલ સ્વપ્નસૃષ્ટિ કે ઈન્દ્રજાલ કે દેવમાયાનો પ્રતિભાસ છે! શરીરના રોમાંચ ઊભા કરે તેવું અદ્ભુત દૃશ્ય મેં મારી નજરો નજર ગઈ જોયું અનુભવ્યું છે, અને ઘડીકમાં નજર તળેથી પસાર થઈ ગયેલા કેટલાય બનાવો મનને વ્યાક્ષિપ્ત કરે છે કે—વાસ્તવિક શું?" પણ મેં સાંભળ્યું છે કે—અહીં નજીકમાં જ ચરમતીર્થપતિ શ્રી મહાવીરપ્રભુ પધારેલા છે કે જેઓ સૌમ્યતામાં ચંદ્રસમા, ગંભીરતાથી સમુદ્રને મ્હાત કરનારા, તેજસ્વી-પ્રતાપ

ગુણથી સૂર્યસમ મન ઇચ્છિત આપવામા કુબેર ભડારી જેમ ઉદાર ઐશ્વર્યમા ઇન્દ્ર કરતા ચઢિયાતા કામદેવની જેમ સુન્દર સુધાને પણ ફીક્કી કરનાર મધુર વાણીવાળા નેત્રોત્તર ગનવાળા જ્ઞાનના નિધાન સમુદ્ર મેરુપર્વતની જેમ અતિશય વીર અને પર-શાખડીરૂપ શિયાળોના યૂથને ત્રાસ પમાડી નસાડવામા કેશરી-વનરાજ તુલ્ય છે આવા જ્ઞાન દિવાકર સર્વજ્ઞ-પ્રભુની હયાતિ છતા મારે આવા સંશયના ઝોળામા ચિત્તો વ્યાકુલ કરવાની જરૂર શી ? માટે હે પ્રિયે ! હમણા જ પ્રભુ પાસે જઇ આ વાતનો નિર્ણય કરી લઉં પ્રભુ કહેશે તે વાત યથાર્થ જ હોય એમા કોઇ મીન-મેખ હોય શકે જ નહિં કારણ કે નિષ્કારણ જગતવત્સલ પરોપકારી પ્રભુ ભગવંત ભવ્યાત્માઓને અજ્ઞાન-મિથ્યાત્વના અંધકારમાથી ઉદ્ધરનારા જ ખરેખર અવતર્યા હોય છે !!! જગતમા મહાપુરુષો પરહિતચિંતનમા રક્ત રહી જાતે કષ્ટ વેઠીને પણ બીજાનુ ભલુ કરી દેનારા અભિયાગસમ મતને પાળનારા હોય છે તેનાઓની જનનીઓ પણ જગતને વંદ્ય બને છે, બાકી પોતાના સ્વાર્થમા વાંધો જરા પણ ન આવવા દે અને બીજાનુ કામ કરી દેવા તૈયાર હોય છે તેનાઓ સામાન્ય કક્ષાના જાણવા, પણ જેઓ લેવા-દેવા વગર સાહજિક વૃત્તિઓને આધીન બની પોતાની સ્વાર્થસિદ્ધિ માટે "Buy, Borrow or Steal"( ખરીદી લાવો, ઉછીનુ લાવો કે ચોરી કરો)ના સિદ્ધાતને આદર્શમા રાખી બીજાને હાનિ પહોંચાડે છે, ઇન્સાનિયતના અદલ ઇન્સાફને પણ ધ્યાનમા રાખતા નથી, અને અપકીર્તિનો પણ ભય નથી રાખતા-આવા અત્યાચરનારાઓ માટે કયા શબ્દો પ્રયોજવા ! તે ધ્યાનમા આવતુ નથી અને જેઓ વિના સ્વાર્થ પણે બીજાનુ બગાડવા

તૈયાર હોય છે તેઓને તો અંતરના આ ધર્મમય ઉદ્યમ પણ શૂળી-શરથી ઊંડે છે, પ્રભુ! પ્રભુ!! આવા મોહમૂઢ આત્માઓનો ઉદ્ધાર કેમ કરીને થશે? એને જગતના પ્રાણીઓ સાથે અપૂર્વ મૈત્રીભાવ ધારણ કરનારી પ્રભુ મહાવીરદેવ પાસે જઈ મારા હૃદયની મૂંઝવણ દૂર કરી આવું. આ સાંભળી **પ્રભુ શ્રી મહાવીરસ્વામી** પાસે જવા તૈયાર થયેલા સ્વામીનાથને **પ્રિયગુમતી** કહે છે કે 'પ્રાણેશ્વર! જો પ્રભુ આ બીનાનો સત્ય જણાવશે તો આપ શું કરશો?' કામગજેન્દ્રે સ્ત્રીના વિલક્ષણ-સૂચક-પ્રશ્ન અને માર્મિક દૃષ્ટિ તરફ ધ્યાન રાખી કહ્યું કે-' પછી તો પ્રભુ પાસે શરણ સ્વીકારી જીવનની નિર્મળતા સાધીશ' એટલે **પ્રિયગુમતીએ** પણ પોતાના સ્વામીને જણાવી દીધું કે- જો તમે જીવન-શુદ્ધિના પંથે વિહરવા માગશો તો હું તમારા માર્ગમાં પ્રતિરોધરૂપ નહિ બનું પણ તમારી સહચારિણી બની જીવનશુદ્ધિના ઉજ્જ્વલ પથે વિહરવા કટિબદ્ધ થઈશ. આ સાંભળી પ્રમુદિત બનેલ **કામગજેન્દ્રકુમારે** અહીં મારા સમવસરણમાં **હે ગૌતમ!** આ સાચુ કે તે? નો મોઘમ પ્રશ્ન પૂછી પોતાનો જરૂરી સત્યાસત્યનો નિર્ણય કરી લીધો.

**શ્રી વીરપ્રભુની શ્રી ગૌતમસ્વામીએ કરેલી સ્તવના, શ્રી કામગજેન્દ્રની દીક્ષા**

ઉપર મુજબ "આ સાચુ કે તે સાચુ" ના મોઘમ પ્રશ્નથી ઉદ્ભવેલી (જુઓ પૃ ૮૮) જિજ્ઞાસાને તૃપ્ત કરનાર વિસ્તૃત અધિકાર સાંભળી પ્રસન્ન-ચિત્ત થયેલ **ગૌતમસ્વામી** પ્રભુની સ્તુતિ કરે છે. અહીં પ્રસંગે **રાસકાર** શ્રી **ગૌતમસ્વામી ગણધરની** તેમના નામના અક્ષરો ઉપરથી કેટલી સૂચકતા જણાવે છે કે- **ગૌ-ત-મ** આ ત્રણ શબ્દો જ **શ્રી ગૌતમ** ગણધરના અનેરા **વ્યક્તિત્વને** ઝળકાવી દે છે કેમકે સેવકોના મન રાજી કરવા માટે **ગૌ** એટલે **શ્રેષ્ઠગૌ**=કામધેનુ જેવા **ત** એટલે **શ્રેષ્ઠતરુ**=કલ્પવૃક્ષ સમ અને **મ** એટલે **શ્રેષ્ઠ**

મણિ-ચિંતામણિ તુલ્ય આ પ્રભુ છે આવા અનન્ય-ગુણધારી **શ્રી ગૌતમસ્વામી** પ્રભુ **મહાવીરદેવની** સ્તવના કરતા જણાવે છે કે—

'**હે નાથ!** જગતના ત્રિવિધ-તાપથી સતપ્ત પ્રાણીઓના ચિત્તને પ્રસન્ન કરવા માટે તમે મેરુ સમાન છે અનેક ગુણોના ભંડાર છો, કારણ કે વિધાતાએ સલક્ષણ સાર થાય અને મહત્ત્વ વધે એવી ધારણાએ સાનુરાગ સહર્ષ પેટીએ સલક્ષણના અપૂર્વ પેટીથી મુક્તા ધનની જેમ આપનામાં જ બધા ગુણો સ્થાપિત કર્યા છે અને આપ જેવા મહાન્ પુરુષના દર્શન માત્રથી માણસ દુઃખમાત્ર દૂર થાય છે અને સર્વ વાતે ક્ષેમ-કુશળ થાય છે આપનો મહિમા અપરંપાર છે કદાચ કલ્પના ખાતર માનીએ કે મને લોકના કોઈ સમર્થ શક્તિશાળી માતાઓ હજાર મુખવડે તારી મહિમા સ્તવના માંડે કે હજાર હાથવડે તારા ગુણોને ગણવા માંડે અગર હજાર આંખોવડે તારી અદ્‌ભુતતાને નિહાળે તોના પાર પામવો બહુ દુર્ઘટ છે આપના વધારે શા વખાણ કરું ?' આમ સ્તવતા **શ્રી દામનરેન્દ્ર રાજપુત્ર** હવે શું કરશે? તેને પણ ખુલાસો જાણવાની આમારા મનની જિજ્ઞાસા તૃપ્ત કરો ત્યારે પ્રભુએ કહ્યું કે-"તે દામનરેન્દ્ર અહીંથી ઘેર જઈ પછી સૌ સાથે વાત-વિચાર કરી પોતાના પુત્ર **શ્રી ગિરિજેન્દ્રને** સર્વ કારભાર સોંપી માતા-પિતાની સમતિ મેળવી હમણાં જ અહીં મારી પાસે આવશે અને દીક્ષા લેશે." એટલામાં દામનરેન્દ્ર પરિવાર સાથે આવી પ્રભુના ચરણોમાં નમ્રભાવે વંદના કરી ભવતાપહારિણી પરમ-કલ્યાણ-કારિણી પ્રવજ્યા દીક્ષા-પ્રદાનની પ્રાર્થના કરે છે પ્રભુએ પણ સર્વસાવદ્યના ત્રિવિધે ત્રિવિધે પચ્ચક્‌ખાણરૂપ દીક્ષા આપી દામનરેન્દ્ર પણ **પ્રભુ મહાવીર** પાસે ઉજ્જ્વલ સયમની પ્રાપ્તિ થવાથી પોતાને કૃતાર્થ માનવા લાગ્યો

હવે તે દામનરેન્દ્ર મુનિ (મોહદત્તના ભવમાં કુવલયચંદ્ર

તરીકે જોડાયેલા) પૂર્વભવમાગતિક ચારે મુનિઓનો મેળાપ થવાથી તેઓની સાથે અપૂર્વ વીર્યોલ્લાસપૂર્વક આત્માની વિશુદ્ધિ મેળવવા-વધારવાના લક્ષ્ય બની વિવિધ પ્રકારે સંયમ-જ્ઞાન-ધ્યાન તપ આદિ અનુષ્ઠાનો વિધિપૂર્વક આસેવે છે, અને હંમેશા શ્રી મહાવીર પ્રભુના તથા આ ભવના આદ્ય ઉપકારી શ્રી સીમંધર પ્રભુના વિવિધ ગુણોનું બહુમાન કરતા આત્મિક કલ્યાણના પથે આગળ વધે છે. અનુક્રમે તે કામગજેન્દ્રાદિ

**કામગજેન્દ્રાદિ મુનિઓનું સંયમ-પાલન અને અનશનની તૈયારી માટે શ્રી વીર-પ્રભુનું કથન**

પાંચે મુનિઓએ કર્મક્ષયના ઉદ્દેશ્યથી વિવિધ તપ આદિનું સેવન કરી ક્લિષ્ટ કર્મોની વિપુલ નિર્જરા કરેલ હોવાથી યોગ્ય સમય જાણી પરમાત્મા શ્રી વીરપ્રભુએ આયુષ્યની અલ્પતા જણાવી અંતિમ આરાધનાદિ કરી લેવા સૂચવ્યું. પાંચે મુનિઓ પ્રભુ પાસેથી અંતસમયની આરાધના કરી લેવાની સૂચના મળવાથી અતીવ પ્રમુદિત થયા અને કામગજેન્દ્ર મુનિ સહચારી મુનિઓને સંબોધી કહે છે કે

**શ્રી કામગજેન્દ્રમુનિએ અનશન માટે અન્ય મુનિઓને આપેલું પ્રોત્સાહન**

"નિષ્કારણ બંધુ જગતારક વિભુએ કર્મના વિષમ બંધનોમાંથી છૂટી પરમ સુખ—નિત્યસ્વરૂપ મુક્તિમાં જવા માટે આપણને મેરુના સંયમની આખરી પરીક્ષારૂપ મૃત્યુના ટાણે આપણે માનસિક ધીરતા ખોઈ ન બેસીએ માટે આગળથી યોગ્ય આરાધનાદિ કરી લેવા સચેત કર્યા છે, માટે હવે ક્ષણભર વિલંબ કર્યા વિના પ્રભુના શરણે અનન્ય નિષ્ઠા-પૂર્વક અનશન સ્વીકારી જીવનની આખરી સોનેરી પળ સમા મૃત્યુ પર વિજય મેળવવાની મહાન સિદ્ધિ વરી લઈએ. આવા નિષ્કારણ ઉપકારી મહાવીરસ્વામી જેવા પ્રભુ ક્યાં મળવાના છે? કે જેણે આપણી વગર માગણીએ પણ કેવળ હિતબુદ્ધિથી આરાધેલું

**સંયમ અનાદિ-જીવની જિજીવિષાની વાસનાબળે હાની ન જવાય તેની તકેદારી રખાવના આપણને જાગૃત કર્યાં નહિ ભુવનને તારનાર આવા પરમ-પુરુષોનો જ મજ ખરેખર જગતના ઉદ્ધાર માટે થતો લાગે છે ! માટે ચાલો, પ્રભુ પાસે જઈ જીવનમાં સાધના લાયક સ્વરૂપ-શુદ્ધિ કરનાર મોક્ષમાર્ગને સાધના માનસિક વાચિક, કાયિક ક્ષતિઓ નિવેદી, સરળતાપૂર્વક નિઃશલ્ય બની અપુનર્ભાવરૂપે મૃત્યુને ભેટવાની સંપૂર્ણ તૈયારી કરી લઈએ "**

ઉપર મુજબના પ્રોત્સાહનથી અપૂર્વ વીર્યોલ્લાસની વૃદ્ધિવાળા ચાર મુનિઓ **શ્રી કામગજેન્દ્રમુનિ** સાથે પ્રભુ મહાવીરદેવ પાસે આવી સ્તુતિ કરી અનશનની પ્રાર્થના કરે છે પ્રભુએ પણ યોગ્ય જાણી સંમતિ આપી એટલે પાંચ મુનિઓ પ્રભુ સમક્ષ ચારે આહારના પચ્ચક્ખાણ કરે છે વળી આત્માને શરીરના બંધનમાંથી મુક્ત થવાની સાથે

**શ્રી કામગજેન્દ્રાદિ મુનિઓનો અનશન-સ્વીકાર**

કર્મના વિષમ વિપાકોના અભાવરૂપ મુક્તિની પ્રાપ્તિની દૃઢ સંભાવનાના બળે થતી પરમ આનંદરસની મસ્તીને વધારવાની કાળજી રાખી વિષયવાસનાના કારણે ઉગ્ર બનતા કષાયરૂપ સર્પોને અનુશાસન દ્વારા યથાર્થ આરાધનાના બળે મેળવેલ ઉત્તમ ક્ષમાદિ ગુણોથી સ્થંભિત કરવાની સાવધાની કેળવે છે

હવે અહીં શાસ્ત્રકાર "કમ્મે સૂરા સો ધમ્મે સૂરા"ની લોકોક્તિને ચરિતાર્થ કરનાર શ્રી કામગજેન્દ્ર પ્રમુખ પાંચે મુનિઓના ગુણગાન કરે છે કે- તે પાંચે મુનિઓ પ્રાણીમાત્ર ઉપર વાત્સલ્યભાવને કેળવી અપૂર્વ જીવદયા પાળનાર, ક્રોધ માન માયા અને લોભરૂપ મહાન અંતરંગ શત્રુઓને જીતનાર પૌદ્ગલિક પદાર્થોની મમતા-આસક્તિ વિનાના, વાયુની સમાન

**શાસ્ત્રકારે પાંચે મુનિઓના કરેલ ગુણગાન**

મહાન તપસ્વી ચક્રવર્તિની જેમ પરમ ઉદાત્ત સ્વભાવવાળા કમલની જેમ નિર્મલ પાવન ઇંદ્રિયોવાળા આત્માને સંયમિત રાખનારા. અન્યો માટે મુક્તિમાર્ગના પ્રકાશિત દીપક જેવા, ભવસમુદ્રમાં ડૂબતા પ્રાણીઓને પરમાનંદભરપૂર નિરુપમાન સુખની પ્રાપ્તિ માટે અપૂર્વ મંત્ર-તંત્ર-યંત્ર સમાન અને પરમ સૌભાગ્યશાલી હતા.

હવે અનશનસ્વીકારથી પરમોચ્ચ ભાવનાથી સમાધિમરણની આકાંક્ષા કરનારા શ્રી રામગજેન્દ્રાદિ પાંચે મુનિવરો ઉચ્ચતમ વિશુદ્ધ અધ્યવસાયોની શ્રેણિએ ચઢી ઉત્તમ ભાવના ભાવે છે કે—'ધન્ય છે અમારા જન્મને! અમને જન્મની કૃતાર્થતા કરાવનાર અપૂર્વ સમ્યક્ત્વને પમાડનાર શ્રી સીમંધરપ્રભુનો તથા સર્વવિરતિચારિત્ર આપી કલ્યાણના માર્ગે આગળ વધારી યાવત્ અનશનનો માર્ગ સમાધિમરણરૂપ ઉત્તમ ફળને પમાડનાર શ્રી મહાવીર પ્રભુનો અમારા ઉપર કેટલો ઉપકાર છે! શ્રી મહાવીર પ્રભુના અપ્રમેય ગુણ-ગણોનો પરિમિત શક્તિવાળા પામર આત્માઓ શી રીતે પાર પામી શકીએ? ત્યાં મતિ અને જિહ્વાની પવિત્રતા સારુ આપના ગુણોનું વર્ણન કરી અમારા જીવનને સફળ બનાવીએ. ધન્ય છે પ્રભુ! **તારી હિતકર બુદ્ધિને!** અમ જેવા પામરોને પણ સર્વધર્મોમાં શ્રેષ્ઠ **અનશન ધર્મનો** સ્વીકાર કરાવી **સંયમ જીવનમાં આરાધેલી ક્રિયા-ભાવનાઓની ચૂલિકારૂપ** સમાધિમરણની પ્રાપ્તિ કરાવી.

**શ્રી રામગજેન્દ્રાદિ મુનિઓની શુભ ભાવના**

**શાસ્ત્રકારોએ** સંયમી આત્માઓને હિતકર **અનશન-ધર્મના** ખૂબ ખૂબ ગુણગાન કરેલા છે, કારણ કે જેવી રીતે પર્વતોમાં **મેરુપર્વત,**

**શ્રી દામગજેન્દ્રાદિ મુનિઓએ ભાવેલી અનશનની સર્વોત્તમતા**

નદીઓમાં ગંગા, દેવલોકમાં [1]અચ્યુત, ચોપગાઓમાં કેશરીસિંહ, સમુદ્રોમાં સ્વયંભૂરમણ સમુદ્ર, વનોમાં નંદનવન, દ્વીપોમાં જંબૂદ્વીપ, તેજસ્વી પદાર્થોમાં સૂર્ય, શાંતિ-આહ્લાદક પ્રકાશવાળા પદાર્થોમાં ચંદ્ર, ગિરિઓમાં મેરુ, યોદ્ધાઓમાં વાસુદેવ, દાનવીરોમાં કુબેર, રાજાઓમાં ચક્રવર્તી, તપસ્વીઓમાં નિર્ગ્રંથ-સાધુ, ક્ષમાશીલોમાં શ્રી અરિહંતપ્રભુ તથા જગતના તમામ મંત્રોમાં શ્રી નમસ્કાર મહામંત્ર સર્વશ્રેષ્ઠ ગણાય-મનાય છે તેમ બધાય ધર્મના પ્રકારોમાં અનશન-ધર્મ સર્વોત્તમ છે અને આને ભાવપૂર્વક આરાધનાર ભવસમુદ્રનો શીઘ્ર પાર પામે છે તેવા મહાત્મા પુરુષપુંગવોના ઓવારણાં લેવા જેવા છે ધન્ય છે અનશન ધર્મને શુદ્ધ રીતે પાળનારા તે દિવ્ય પુરુષોને!

**શ્રી દામગજેન્દ્ર મુનિએ કરેલ દુષ્કૃતગર્હા**

ઉપર મુજબ પ્રાપ્ત થયેલ ઉત્તમ આરાધનાની સામગ્રીની અનુમોદના તથા પ્રભુના ગુણગાન કરી દુષ્કૃતગર્હા અને મોહની વેદના ઉતારનાર અપૂર્વ સંવેગ ભાવનાને ભાવતા શ્રી દામગજેન્દ્ર મુનિ વિચારધારાએ ચઢે છે કે-"અહો કર્મની ગતિ કેવી ગહન છે! કર્મવશ ભાનભૂલેલા અજ્ઞાનાંધ મેં કામવાસનાથી અંધ બની પૂર્વજન્મમાં કેવા કેવા ન કરવા લાયક કામો કરેલા! સગા પિતાનું ખૂન કરેલ, માતાની સમક્ષ બહેનની સાથે વ્યભિ

---

[1] અહીં ગ્રંથકારે અનશનની સર્વોત્કૃષ્ટતા જણાવવા દેવલોકોમાં અચ્યુત-(૧૨મા દેવલોક)ને શ્રેષ્ઠ કેમ ગણ્યો હશે? તે કરતા અતિશય સુખવાળા યથાર્થ નામવાળા પાંચ અનુત્તર વિમાનોને વિવક્ષિત કેમ નથી કર્યા? આ એક વિચારણીય પ્રશ્ન છે જો કે વિવક્ષાધીન ગમે તેવી કલ્પના ગ્રંથકારો કરી શકે છે છતાં કઈ વિવક્ષા અહીં ગ્રંથકારને અભિમત છે તે જાણવું જરૂરનું હોઈ વિશેષજ્ઞો આનો ખુલાસો સૂચવે તેવી આશા છે

ચાર ભેવવા માટે પ્રવર્તે છે! ધિક્કાર છે કામવાસનાને! છતી આંખે વિવેકશક્તિના વિષયોમાં ઊંડા ખાડામાં પડવાની ધૃષ્ટતા કરનાર વિષયવાસનાઓ ખરેખર મોટી વિડંબના! આ ભવમાં પણ વાસનાની તૃપ્તિ માટે અનેક પ્રયત્નો કરવા છતાં તે સર્વે નિષ્ફળ નિવડે છે! મહા કરુણ! મોહમદિરાથી છકી ગયેલા પ્રાણીઓ ખરેખર જગતના પદાર્થો સાથે સંબંધની કલ્પના કરી સુખતૃપ્તિ મેળવવા માગે છે, પણ પોતપોતાના સ્વાર્થે કર્મવશ ભેગા થયેલા તે જગતના પદાર્થો શી રીતે અજ્ઞાનજન્ય વાસનાની તૃપ્તિ કરે? '

ઉપર કહેલી વાતનું સમર્થન કરતા શાસ્ત્રકારો વર્ણવે છે કે– "ભવ્યાત્માઓ! આ જગતમાં કોઈ કોઈનું નથી, સહુ સ્વાર્થવશ અનેક કાલ્પનિક સંબંધો જોડી ×શ્રી કામગજેન્દ્રમુનિએ કાર્યસિદ્ધિ કરવાની તેવડમાં રહે છે સાંસારિક સગપણોની બીજાની તો વાત શી કરવી? પરંતુ ભાવેલી અસારતા જગતમાં જેના વાત્સલ્યની ઉપમા શોધી ન જડે તેવી સગી માતાનું સગપણ પણ સમય આવ્યે અંતિમ ચક્રવર્તી (બારમા) બ્રહ્મદત્તને મારી નાખવાના કાવતરા કરનારી ચુલણી(બ્રહ્મદત્તની માતા)ની જેમ દુશ્મનની ગરજ સારનાર થાય છે, તેવી જ રીતે પિતાનું સગપણ પણ પોતાના સગા પુત્રને મારનાર કનકરથ રાજાની જેમ અસાર છે, તથા સગા બાપ (શ્રેણિકમહારાજા)ને મારનાર–કદર્થનાર કોણિકની જેમ પુત્રનો સંબંધ પણ ખોટો છે, ભાઈના સગપણને પણ તે જ ભવમાં મોક્ષે જનારા ભરત-બાહુબલિ જેવાઓએ અસાર ઠરાવ્યું છે, જે વિષયવાસનાની પાછળ

---

× અહીં શાસ્ત્રકારે સગપણોની અસારતા સૂચવવા આપેલ ચૂલણી કનકરથ, કોણિક, ભરત-બાહુબલિ, સુરીકાંતા, પતિમારી, ચાણક્ય પર્વત, સુભૂમ, પરશુરામ આદિના પરિચય માટે ચોથું પરિશિષ્ટ જુઓ

અજ્ઞાની આત્માઓ પાછું વાળીને જોયા સિવાય ભયંકર કૃત્યો કરતા પણ લીગ્ઢાતા નથી તેની ઝસિના માને ગાવનરૂપ સ્રીનું માનેનુ સગપણ શ્રી કેશી ગણધરની બૂઝેલા પ્રદેશી રાજાને ઝેર આપીને મારનાર સૂરીકાન્તા (પ્રદેશી રાજાની સ્રી) રાણીના દૃષ્ટાંતથી પીછાન જણાય છે વળી પતિ-મારી (દૂધ-દહીં વેચનારી) આહીર-ભરવાડણનું પણ દૃષ્ટાંત આ વિષયને સ્પષ્ટ કરનાર છે, વળી ઇન્દ્ર-રાજાની દોસ્તી-ભાઈબંધી પણ મન્ત્રી ચાણક્ય અને પર્વતરાજાના પ્રસંગ પરથી કેવળ આત્મ વચનારૂપ છે આ રીતે જગત્‌ના અનેક દૃષ્ટાંતો સર્વ સંબંધોને કેવળ સ્વાર્થવશ અજ્ઞાનીઓએ કલ્પી કાઢેના સૂચવે છે, અને સ્વાર્થ એ એક એવી બૂરી-ભયંકર ચીજ છે કે તેમાં અંધ બનેલા પ્રાણીઓ સુભૂમ ચક્રવર્તી અને પરશુરામની જેમ બ્રાહ્મણો અને ક્ષત્રિયોના સમૂળ નાશ કરવાની બુદ્ધિએ નાહક લોહીની નદીઓ વહેવડાવી થોડી જિંદગીના ક્ષણિક આભિમાનિક લાભોની ખાતર અસંખ્ય દુઃખરાશિને નોતરનાર વિપુલ કર્મોનો બંધ કરે છે! અહો! આત્માની કેવી ભયંકર મોહમૂઢ દશા!!!"

ઉપર મુજબ અજ્ઞાન-મોહ અને સ્વાર્થને આધીન બનેલા આત્માઓની કરુણ-શોચનીય-દશાના વિચારપૂર્વક પોતાના આત્માએ કરેલ દુષ્કૃતોની ગર્હા કરીને પરમ સંવેગની નિર્મળ ભાવનાની ધારાએ ચઢેલા શ્રી કામગજેન્દ્રમુનિએ શ્રી કામગજેન્દ્ર પ્રભુમહાવીર સ્વામીના મહામુનિ પુરુ પરમતારક શ્રી મહાવીર કરેલ ગુણગાન પરમાત્માના ગુણોનું કીર્તન કરે છે કે-

અહો જગત્‌નયનમણો! સ્વાર્થમાં મૂઢ થયેલા પ્રાણીઓ જગતમાં જન્મ લઈ નિષ્કારણ બીજાના હિતમાં હાનિ પહોંચાડી પૃથ્વી ભારે કરે છે, પણ આપ તો નિઃસ્વાર્થ-

બુદ્ધિએ જગતના તમામ જીવાત્માઓને તારના નિઃસીમ ઉપકાર કરનારી મધુર દેશનાદિ પ્રયત્નો કરો છો । આપ વિષમ કર્મોના બંધનથી મુક્ત હોઈ કૃતકૃત્ય છતા [1]શ્રી મેઘકુમાર મુનિવર, [2]શ્રી મૃગાવતી સાધ્વી, [3]શ્રી ઋષભદત્ત-દેવાનંદા, [4]શ્રી અઈમુત્તા મુનિ (અંતિમ રાજર્ષિ) [5]શ્રી ઉદાયી(યન) રાજા, [6]શિવરાજર્ષિ, [7]પુદ્ગલ પરિવ્રાજક, [8]શ્રી ગૌતમસ્વામીના પૂર્વભવ સાગમિક,

---

૧ આ મુનિની માહિતી માટે જુઓ શ્રી જ્ઞાતાધર્મકથા(છઠ્ઠું અંગ)સૂત્રનુ પ્રથમ ઉત્ક્ષિપ્તાધ્યયન, ઉપકૃત થવાની માહિતી માટે આ જ અધ્યયનના સૂત્ર ૩૧ થી ૩૬ જુઓ

૨ આની માહિતી માટે શ્રી આવશ્યકનિર્યુક્તિ ગા ૮૭ ની હારિભદ્રીયવૃત્તિ (પા ૬૨ થી ૬૬) તથા શ્રી આવશ્યકચૂર્ણિ પૂર્વભાગ ઉપોદ્ઘાતનિર્યુક્તિ (ગા ૨૪ ની ચૂર્ણિ પા ૮૭ થી ૮૮) જુઓ

૩ આ બંનેની માહિતી માટે શ્રી ભગવતીસૂત્ર શતક-૯, ઉદ્દેશ-૩૩ સૂ ૩૮૦ થી ૩૮૨ પા ૪૫૬ થી ૪૬૦ જુઓ

૪ આ મુનિવરનુ વર્ણન શ્રી ભગવતીસૂત્ર શ ૫ ઉ ૪ સૂ ૧૮૮ પા ૨૧૯ માં છે

૫ આ રાજર્ષિનો ઉલ્લેખ શ્રી ભગવતી સૂત્ર શ ૧૩ ઉ ૬ સૂ. ૪૯૧-૪૯૨ પા ૬૧૮ થી ૬૨૦ મા છે

૬ આ શિવરાજર્ષિ સંબંધી વર્ણન શ્રી ભગવતીસૂત્ર શ ૧૧ ઉ ૯ સૂ. ૪૧૭-૪૧૮, પા ૫૧૪ થી ૫૨૧ મા છે

૭ આ પરિવ્રાજક મુનિનો અધિકાર શ્રી ભગવતીસૂત્ર શ ૧૧ ઉ ૧૨, સૂ. ૪૩૬ પા ૫૫૧ મા છે

૮ શ્રી ગૌતમસ્વામીના પૂર્વજન્મપરિચિત આ પરિવ્રાજક મુનિનો અધિકાર શ્રી ભગ સૂત્ર શ ૨, ઉ ૧ સૂ ૯૦ થી ૯૬, પા ૧૧૨થી ૧૨૮મા વિસ્તારથી છે

રક ક પરિવ્રાજક, ⁹પ્રભુ મહાવીરસ્વામીની માશી ચેડા મહારાજાની પુત્રી જયતી શ્રાવિકા, ¹⁰શ્રી પાર્શ્વનાથસતાનીય વિવિધ ગહનભગજાલમય પ્રશ્નકાર ગાગેય મુનિ, અન્યતીર્થિક ¹¹કાલોદાઈ, ¹²અબડ પરિવ્રાજકના સાતસો શિષ્યો તથા કોણિક અને ચેડા મહારાજાના મહાશિલાકંટક સગ્રામમા આનન્દનાપૂર્વક સમાધિમરણ કરનાર નાગ સારથિનો દોહિત્ર ¹³વરુણ, ¹⁴શ્રી સુનક્ષત્ર-સર્વાનુભૂતિ મુનિ વગેરે

---

૯ અતિમ ગણધર C ટાયન મહારાજાની બ્હેન ચેડા મહારાજાની પુત્રી પ્રભુ મહાવીરસ્વામીની માશી અને વિવિધ પ્રશ્નો કરનારી આ શ્રાવિકાનુ વર્ણન શ્રી ભગ સૂત્ર શ ૧૨ ઉ ૨ સૂ ૪૪૧થી ૪૪૩ પા ૫૫૬ થી ૫૫૮ મા જુઓ

૧૦ શ્રી પાર્શ્વનાથપ્રભુના-શાસનવર્તી-સતાનીય ભગજાલગહન સૂક્ષ્મ વિવિધ પ્રશ્નકાર તરીકે પ્રખ્યાત શ્રી ગાગેય મુનિનો વિસ્તૃત અધિકાર શ્રી ભગ સૂત્ર શ ૯ ઉ ૧૨ સૂ ૮૩૬ પા ૪૩૯ થી ૪૫૫ મા છે

૧૧ પ્રભુ મહાવીરની વાણીથી પ્રતિબોધ પામેલા આ અન્યતીર્થિક મુનિનો પરિચય શ્રી ભગ સૂત્ર શ ૭ ઉ ૧૦ સૂ ૩૦૫થી ૩૦૮ પા ૩૨૩ થી ૩૩૮ માથી મેળવો

૧૨ આગામી ચોવિશીમા તીર્થકર થનાર પરમ શ્રાવિકા શ્રી સુલસાના દૃઢ સમ્યક્ત્વની પ્રભુ મહાવીરસ્વામીજીના ધર્મકુશલના પ્રશ્નના નિમિત્ત આકરી કસોટી કરનાર દા શક્તધારક શ્રી અબડ પરિવ્રાજકના સાતસો શિષ્યોની વિસ્તૃત માહિતી માટે શ્રી ઔપપાતિકોપાગમા સૂત્ર ન ૩૮ મા આવતો પરિવ્રાજકાધિકાર જુઓ

૧૩ આનુ વિગતવાર વર્ણન શ્રી ભગ સૂત્ર શ ૭ ઉ ૯ સૂ ૩૦૩-૩૦૪ પા ૩૨ -૩૨૧ મા છે

૧૪ આ બન્ને મહામુનિઓના વર્ણનો શ્રી ભગ સૂત્ર શ ૧૫, સૂ ૫૫૨થી ૬૭૭ મા છે

અનેક ભવ્યાત્માઓ ઉપર અનુગ્રહ કરી તેઓના જીવનને પાવન બનાવ્યા છે, અને દુઃખોના અપાર સમુદ્રમાંથી બચાવ્યા છે તો હવે હે વિભો! અમને પણ કૃપા કરી ભવસમુદ્રથી પાર ઉતરવાની અતુલ-શક્તિ સમર્પો, એવી અમારી નમ્ર પ્રાર્થના છે. અતુલ ઉપકારી હે વિભો! સામસામી દિશામાં તેજથી ઝગમગતા જંબૂદ્વીપના બન્ને સૂર્યરૂપી બાજુબંધને ધારનારી આ પૃથ્વીરૂપ વધૂ (સૌભાગ્યશાલિની પરિણીત સ્ત્રી) એક સ્તનોથી ઓપતા મેરુપર્વતરૂપ મરકતમણિના થાળમાં વિવિધ રંગ-પ્રભાથી દીપતા નક્ષત્રોરૂપ અખંડ અક્ષત અને પૂર્ણ કળાએ ખીલેલ ચંદ્રરૂપ શ્રીફલ એ પ્રાતઃકાળીન બાલસૂર્યની અગ્નિ પ્રભારૂપ ચંદન લઈ આપના સ્વાગત કરવાપૂર્વક ગીતો ગાવા લેવા જ્યાં સુધી તૈયાર ઊભી છે ત્યાં સુધી અગાધ જ્ઞાન-દર્શના આગાર આપ જયવંતા વર્તો અર્થાત્ શાશ્વત કાળ-યાવચ્ચંદ્રદિવાકરો સુધી આપ જયવંત રહો!!!

**શ્રી કામગજેન્દ્રાદિ પાંચે મહામુનિઓને વિશુદ્ધ અધ્યવસાયથી પ્રાપ્ત થયેલ કેવલજ્ઞાન અને મોક્ષ**

ઉપર મુજબ વીતરાગ-પ્રભુના અપૂર્વ ગુણગાનના આનંદ-રસમાં તલ્લીન બનેલા પાંચે મહામુનિઓ અનશન કર્યા પછી સાહજિક થતી શારીરિક બાધા વેદનાઓને પણ વિસરી જાય છે અને પરમ સંવેગની ઉત્કૃષ્ટ ભાવના વડે અધ્યવસાયોની વિશુદ્ધિ કરી મરણના અંત સમયને નિકટ જાણી ચોરાશી લાખ જીવાયોનિ સાથે ક્ષમાપના કરી પરમ-મૈત્રી ભાવના કલ્યાણકર રસમાં તરબોળ થઈ પરમાનંદી પામેલા તેઓ શુક્લધ્યાનની ઉચ્ચતર શ્રેણિએ સંચરવા લાગ્યા. અનુક્રમે આત્મદ્રવ્યના વિશુદ્ધગુણ પર્યાયોના શ્રુતાનુસારી ચિંતન અને અધ્યવસાયોની સાહજિક નિર્મલતાના બળે ઘનઘાતી ચારે કર્મોનો ક્ષય થવાથી પાંચે મહામુનિઓને વિશુદ્ધ

પ્રભુના ફરેના ગુણગાન દિનપ્રતિદિન અની કરાએ શ્રી મંદી આન
દાથી નિવડવાની શુભાશંસા કરે છે

રાસકારે મૂળગ્રંથમાં ગ્રંથના અંત્યમંગલ તરીકે વિહરમાણવિભુ શ્રી સીમંધરસ્વામીની સંસ્કૃતમાં સ્તુતિ કરેલ છે જેમાં જણાવેલ છે કે–

**શ્રી સીમંધરપ્રભુની અંત્ય-મંગલ-સ્તુતિ**

જગતમાં શ્રેષ્ઠ સારરૂપ **શ્રી સીમંધરપ્રભુ!** આપ જન્મ-જરા-મરણના દુઃખો દૂર કરી મુક્તિરૂપ પરમ સુખો દેનાર છો અને [1]મેરૂક વિપ્ર જેવા મેરૂકોના કલ્યાણકર **સ્વામી!** કામાદિ શત્રુઓના વિજેતા–માયારૂપ પર્વતના વિનાશ માટે વજ્રસમાન છો, **આપનો નિરંતર વિજય થાઓ** ॥૧॥

વળી કમળ સમાન નેત્રો અને ગજહંસ સમાન સુંદર ગતિવાળા અપરંપાર ગુણ–ગણોના સ્વામી પારાવાર સંસારસમુદ્રના દુઃખોથી છોડાવનાર માયારૂપ વૃક્ષીને હાથીની જેમ ભેદી નાખનાર મનમોહન **હે વિહરમાણ વિભુ! આપ સદાકાળ જયવંત રહો** ॥૨॥

તમામ ભવ–વાસનાઓથી મુક્ત હે પ્રભો! અપ્સરાગણોદ્વારા નિરંતર ગવાતા તારા મનોહર ગુણ–ગણોને વર્ણવવા કોણ સમર્થ થાય? જગતના પદાર્થોના સ્વરૂપાવગાહી પ્રકાશ કરનાર **આપને સદા કાળ નિરંજન શુદ્ધ વંદના હો!!!** ॥૩॥

**શ્રી સત્યકી** માતાની કુક્ષિને દીપાવનાર **શ્રી શ્રેયાંસરાજાના** કુળમાં સૂર્યસમ પ્રકાશક દુઃખના મોટા સૂર્યના પ્રકાશને આવરવા ગાર

---

૧ અહીં મૂળમાં રાસકારે " सेडुकतुल्यो पेगममार " શબ્દોથી સેડુક દ્વિજને ઉદ્દેશેલ છે, પણ **શ્રી મહાવીરપ્રભુના** જીવન સાથે સંબંધ ધરાવનાર સેડુકનો **શ્રી સીમંધરપ્રભુ** સાથે શો સંબંધ છે? તે કોઈના ખ્યાલમાં હોય તો જણાવવા વિનંતિ છે સેડુકની માહિતી માટે ચોથુ પરિશિષ્ટ જુઓ

जन्मनक्षत्र-ઉત્તરા( ષાઢા ) (૧૩) जन्मराशि-મકરાશિ (૧૪) शरीरनी ऊ चाई-૫૦૦ ધનુષ (૧૫) दारकर्म-રૂકિમણી સાથે પાણિગ્રહણ (૧૬) ल छन-વૃષભ-બળ દ નુ (૧૭) दीक्षाकाळ શ્રી મુનિસુવ્રતપ્રભુ (૨૦મા તીર્થંકર) અને શ્રી નમિનાથપ્રભુ(૨૧મા તીર્થંકર)ના આંતરે (શ્રી દશરથ મહારાજાના અયોધ્યા નગરીમા રાજ્યકાળમા આઠમા બળદેવ શ્રી રામચદ્રજીના જન્મ પહેલા દીક્ષા થઈ) (૧૮) लोकान्तिक देवो-પ્રભુ ની દીક્ષાકાળ અગાઉ પચમ દેવલોકના વાસી નવ લોકાન્તિકદેવોએ સ્વયસબુદ્ધ તીર્થંકર પ્રભુને તીર્થ પ્રવર્તાવવા કરેલી પ્રાર્થના (૧૯) सवच्छरीदान-લોકાતિ દેવોની વિનવણી પછી સસારનો પરિત્યાગ કરવા ઉત્સુક પ્રભુએ વર્ષ સુધી છૂટે હાથે સોનૈયા મોહરનુ કરેલ દાન (૨૦) महाव्रत-શ્રી સીમધરપ્રભુના શાસનમા અપરિગૃહીત-મમત્વભાવથી ભાવપરિગ્રહ થયા વિનાની-સ્ત્રી સાથે મૈથુનાદિ થાય નહિ તે અપેક્ષાએ ચોથા અને પાચમા વ્રતની એકતા હોઈ ચાર મહાવ્રતો (હતા) (૨૧) वस्त्रवैचित्र्य વસ્તુની સારાસારતાનુ અપૂર્વ આપમ્યત્ર તેના ઉપયોગ કરના શરીઓ હોવાથી શ્રી સીમધરપ્રભુના શાસનવર્તી [1]ઋજુ-પ્રાજ્ઞ સવળી આરાધકો માટે પચવર્ણી વસ્ત્રના પરિભોગની મર્યાદા। (૨૨) ववामणी-પ્રભુ પધાર્યાની વધામણી સ ધી [2]શાસ્ત્રીય મર્યાદા (૨૩)

---

[1] આ શબ્દની માહિતી માટે પૂર્વધર શ્રી ભદ્રબાહુસ્વામીજી રચિત શ્રી પર્યુષણાકલ્પાપરનામ શ્રી કલ્પસૂત્રની ઉપર શ્રી વિનયવિજયજી મ૦ કૃત સુબોધિકા ટીકાનુ વ્યાખ્યાન પ્રથમ (પા ૮ થી ૧૧) જુઓ

[2] આના માટે પૃ ૭ જુઓ

[1]प्रभुनु बल-પ્રભુની ટચલી આંગળીમાં રહેલું અનંતા ઇન્દ્રોનું બળ (૨૪) प्रभुनु रूप-જગતના સર્વોત્કૃષ્ટ રૂપસંપન્ન બાલાંગનાઓના રૂપ કરતા અનંતગુણું શ્રેષ્ઠ સુંદર પ્રભુનું રૂપ, (૨૫) तपमर्यादा श्री सीमंधरप्रभुना શાસનમાં આઠમાસની તપની નિરંતર ઉત્કૃષ્ટ મર્યાદા, (૨૬) साधुसंख्या-એકસો ક્રોડ (એક અબજ) મુનિવરો (૨૭) केवलिसंख्या-દશ લાખ કેવળજ્ઞાની મુનિવરો (૨૮) अतिशयो-પ્રભુના લોકોત્તર મહિમાને કહેનારા ચોત્રીશ અતિશયો, (૨ ) महाप्रातिहार्यो-પ્રભુની અદ્ભુત તીર્થંકરપણાની તાને સૂચવનારા વિ

---

૧ શ્રી તીર્થંકર પ્રભુના લોકોત્તર બળને વર્ણવતું એક પ્રાચીન કવિત નીચે મુજબ મળે છે

બાર નર બળ વૃષભ, વૃષભ દશ તણું એક હયવર
બાર હય એક મહિષ, મહિષ પાંચશે એક ગયવર ॥
પાંચસો ગજ હરિ એક, સહસ્ર હરિ એક અષ્ટાપદ
દશ લાખ બળદેવ-વાસુદેવ હોય એક ચક્રી હર ॥
ક્રોડ ચક્રી એક સુર ગણો, ક્રોડ સુર એક ઈં
દ્ર અનંતગુ નહિં નમે, ચટી આંગલી બળ જિણંદ ॥૧॥

ભાવાર્થ-બાર યોદ્ધાનું બળ એક બળદમાં, દશ બળદનું બળ એક ઘોડામાં, બાર ઘોડાનું બળ એક પાડામાં, પાંચસો પાડાનું બળ એક હાથીમાં, પાંચસો હાથીનું બળ એક સિંહમાં, બે હજાર સિંહનું બળ એક અષ્ટાપદ (सिंहवाप दिनी नाम)માં, દશ લાખ અષ્ટાપદનું બળ બળદેવ કે વાસુદેવમાં, બે બળદેવ કે વાસુદેવનું બળ એક ચક્રવર્તીમાં, ક્રોડ ચક્રવર્તીનું બળ એક દેવમાં, ક્રોડ દેવોનું બળ એક ઇન્દ્રમાં, આવા અનંતા ઇન્દ્રોના બળથી પણ પ્રભુની ટચલી આંગળીનું બળ વધારે હોય

૨ આના માટે પૃ. ૭૭ જુઓ

વિભૂતિરૂપ આઠ પ્રાતિહાર્યો (૩૦) **શિષ્યો**-પ્રભુ શ્રીસીમંધર સ્વામીના શાસનના ઋજુપ્રાજ્ઞ સાધુઓ (૩૧) [1]**રાજપિંડ** (૩૨) [2]**માસકલ્પ** (૩૩) [3]**પર્યુષણાકલ્પ** (૩૪) **બલિ** પ્રભુના પ્રથમ સમવસરણમાં દેશના પછી સાંજ પ્રમાણે ૬ ભાગ કરાતી [4]બલિ-ક્ષેપની વિધિ (૩૫) **વિહાર**-પ્રભુ વિહાર કરે ત્યારે વાગતી પ્રભુના ચરણ સ્પર્શથી પવિત્ર બનતા ૧૧ સુવર્ણકમલો (૩૬) **આયુ**-શ્રી સીમંધર પરમાત્માનું કુલ આયુ ૮૪ લાખ [5]પૂર્વનું છે.

આ રીતે પ્રભુના [6]જીવન-બીજકોનું વર્ણન કરી રાસકાર પ્રભુના

---

૧-૨-૩ રાસકારે શ્રી સીમંધર પ્રભુના શાસનની મર્યાદા વર્ણવતા રાજપિંડ-માસકલ્પ-પર્યુષણાકલ્પ વગેરે શા માટે વર્ણવ્યા છે? કારણ કે શ્રી કલ્પસૂત્રની ઉપા. વિનયવિજયજી મ. કૃત સુબોધિકા ટીકા (પા. ૪ પું. ૧ પં. ૭થી૯)ના આધારે પ્રથમ-અંતિમ સિવાયના બાવીશ તીર્થંકરો માફક મહાવિદેહક્ષેત્રના તીર્થંકરોના શાસનમાં શય્યાતર-વ્રત-જ્યેષ્ઠ-કૃતિકર્મરૂપ ચાર જ કલ્પ નિયત છે તો પછી આ ત્રણ શા માટે વર્ણવ્યા છે? સંપ્રદાયગત માન્યતા વિષયે અંતર હોવાની સંભાવના છે. તદ્વિદોને આનો ખુલાસો સૂચવવા વિનંતિ છે.

૪ આના માટે જુઓ પા. ૮૧

૫ આ શબ્દની માહિતી માટે પા. ૭ ફુ. ટિ. નં. ૨ જુઓ.

૬ રાસકારે શરૂઆતમાં ૪૩ જીવન-બીજકો વર્ણવવાની પ્રતિજ્ઞા કરેલી પણ છત્રીશ બીજકો-દ્વારો સ્પષ્ટ જણાવ્યા છે. બાકીના સાત અધ્યાહાર્ય રાખ્યા છે અગર નીચેની ગાથામાં સૂચવેલ સાતના આંકડાથી અન્ય સાત દ્વારો સૂચવ્યા છે-તેનો નિર્ણય ગાથાનો સ્પષ્ટાર્થ ન જણાયાથી અણઉકેલ્યો જ રહે છે. વિશેષજ્ઞો યોગ્ય ઉકેલ લાવશે તેવી આશા છે.

"સાત અચ્છ નગરી સહી રે, વિચરી શ્રી જિન-રાજે ।
મોક્ષ ત્રીજે ભાગે રહે રે, મોક્ષાંતરે જિન-તાજે ॥ (પા. ૪૮)"

આ ગાથાનો સ્પષ્ટાર્થ શો? અને સાત પદથી શું વિવક્ષિત છે?

ગુણગાન કર્યા ગણધરો આત્મસંતોષ પ્રકટ કરતા હોય તેવા પણ અશક્ય પ્રભુના ગુણોનું યત્કિંચિત્ વર્ણન સાવ અપૂર્ણ થવા છતાં પરમહર્ષ પ્રદર્શિત કરે છે અને પોતાના જીવનને કૃતપુણ્ય માને છે

"શ્રીસીમંધર વિભુ! આપ તો પરમ સૌભાગ્યશાળી છો કામગજેન્દ્ર જેવા પામર આત્માઓને પણ ઉપદેશામૃતપાનથી તારો છો ખરેખર આપ જેવા ઉપકારી કોઈ નથી

**શ્રી સીમંધર પ્રભુના ગુણાનુવાદ અને શુભાશંસા**

હું આપના ગુણોનો અનુરાગી બન્યો છું હે પ્રભુ! આપના અપ્રમેય અદ્ભુત અનેક ગુણો છતાં અતિ મહત્ત્વ ધરાવતા આઠ ગુણોને વર્ણવતા ચતુર્દશ પૂર્વધર શ્રી ભદ્રબાહુસ્વામીને પણ શુભાશંસ પ્રેરણા થઈ તેઓશ્રી શ્રી દશવૈકાલિક સૂત્રનીનિર્યુક્તિ ( ગા ૩૫૧ )માં જણાવે છે કે–

"विसघाइ-रसायण-मगलत्थ-विणीए-पयाहिणावत्ते ।
गुरु-अडज्झ-अकुच्छे अट्ठ सुवण्णे गुणा भणिया ॥"

**ભાવાર્થ**–જેમ સોનું વિષાપહારક રસાયણરૂપ પુષ્ટિકારક શુભ શકુન માંગલિકસ્વરૂપ ઇચ્છાનુરૂપ ઘાટ થઈ શકે તેવું અગ્નિસંયોગથી પીગળ્યે છતે પ્રદક્ષિણાવર્તવાળું ગુરુ ભાર અગ્નિસંયોગે પણ અદાહ્ય અને કોહવાટ ન થાય તેવું હોય છે તેમ આપ પણ મોહરૂપ **ઝેરના ઘાતક, ધર્મને પુષ્ટિકારક, ભવના પરિભ્રમણમાંથી છોડાવી પરમ મંગલભૂત થનારા, વિનયધર્મના પ્રચારક માયાની કુટિલતા વિનાના, પૂજ્ય, ક્રોધાદિ અગ્નિના અવિષયભૂત અને ઈર્ષ્યાદિના કોહવાટ વિનાના છો** વળી અત્યંત ઉત્કૃષ્ટ શોભાવાળા અને પરમૈશ્વર્યની સંપદાઓ છતાં ઉચ્ચતર વૈરાગ્યની ભૂમિકાએ પહોંચેલા આપના નામ માત્રથી જગતના પ્રાણીઓના વિઘ્ન માત્ર દૂર થાય છે અને સુખ સંપત્તિઓ આવી મળે છે **સંસારના મૂલહેતુભૂત કષાયના પ્રાન**

આ રીતે રાસકારે શ્રી સીમંધરસ્વામીના જીવનચરિત્ર અને ગુણોનું વર્ણન કરતા પ્રાસંગિક અદ્ભુત શ્રી કામગજેન્દ્રની કથા વિસ્તારથી વર્ણવીને શ્રી વિહરમાણ પ્રભુશ્રી સીમંધરસ્વામીના પરમાનંદકારી ગુણોનું વર્ણન ગુણાશાસાદિપૂર્વક કરીને આ રાસના ચરમો નામની અધિ સમાપ્તિ કરી છે

આ રીતે વિવિધ-અન્ય-ઉક્ત વર્ણનોથી ભરપૂર શ્રી સીમંધરસ્વામી શોભા-તરંગ-રાસ પૂરો થયો

॥ ઇતિ શ્રીસીમંધરસ્વામિ-શોભા-તરંગે [1]પંચમ (ચરમ) ઉલ્લાસ સમાપ્ત ॥

## ॥ શ્રી સીમંધર શોભા-તરંગનો ગુર્જર ભાષાનુવાદ સમાપ્ત ॥



૧ આ શબ્દ માટે પા ૮૬નું ટિપ્પણ જુઓ

## ખાસ અગત્યનો સુધારો

[ આ પુસ્તકમાં પા ૭ ઉપર આઠમી ઢાલની સાતમી ગાથા પછી નીચે મુજબની (આઠથી બાર સુધીની) ગાથાઓ છાપવી રહી ગઈ છે તે નીચે ઉદ્ધૃત કરી છે સુજ્ઞ વાચકો ત્યાંથી ત્યાં અનુસંધાન કરી લે ]

તુમ્હ જનમો સુણી સુર-પતી, આઈ હેમકે પાસિ ।
પચ-ઇન્દ્ર ભએ માનગિ, પોહના મેરૂ આવાસિ ॥ ૮ ॥

ચઉસટ્ઠિ ઇન્દ્ર તિહા મિલી, ઉછવ બહુપરિ કીદ્ધ ।
મળ સુર-નાયક વિનવી, કાજ હમાન મીદ્ધ ॥ ૯ ॥

યક્ષ-કર્દમ કરી લીપએ, કુંકમ અગર કપૂર ।
કસ્તુરી ચદનિ કરી, મહાસુગધનુ પૂર ॥ ૧૦ ॥

ઉચિ થાનકિ આવીઆ, ચડ માનૂ જોવા રત્ત ।
તુઝ દર્શનિ મુઝ દુખ ટલિ, ફાલુગને (ફા ગુને) જિમ પત્ત ॥ ૧૧ ॥

[1]ધિન પુ કલાવતી વિજ્યો ધિન પુડરિગિણી નજિ ।
માનૂ સીતાઈ રહિયો, સીતા જાવા કાજિ ॥ ૧૨ ॥

---

૧ આ ગાથા શ્રી હેમચન્દ્રાચાર્ય જૈન જ્ઞાનમંદિર પાટણની શ્રીસીમધર શોભા તરગ ની પ્રતમા નથી

શ્રી શંખેશ્વર-પાર્શ્વનાથાય નમઃ

# કથાગત પાત્રોનો પરિચય

**ઇશાનેન્દ્ર**—બીજા દેવલોકનો સ્વામી ઉત્તર લોકાર્ધનો અધિપતિ

**કામગજેન્દ્ર**—કથાનાયક, અરુણાભપુરના રાજા નલગજેન્દ્રનો પુત્ર

**ગૌતમસ્વામી** પ્રભુ મહાવીરદેવના પ્રથમ શિષ્ય આદ્ય ગણધર પ્રસ્તુત કથાના ઉપક્રામક

**ચારણશ્રમણ**—તપથી મેળવેલ લબ્ધિથી આકાશમાર્ગે વિચરનારા મહામુનિ કામગજેન્દ્રને પૂર્વભવમાં ભયંકર અનાચારના પાપમાંથી બચાવનાર

**જયવર્મ રાજા**—પારવિપુરનો રાજા કામગજેન્દ્રનો પૂર્વભવનો વ્યાવહારિક પિતામહ

**તોમનકુમાર**—કોશલદેશાધિપતિનો પુત્ર, કામગજેન્દ્રનો પૂર્વભવનો સાચો પિતા

**શ્રી ધર્મનાથ ભગવાન્**—આ ભરતક્ષેત્રની વર્તમાન ચોવિશીના પંદરમા તીર્થંકર કામગજેન્દ્રને પૂર્વભવમાં સંવેગભાવનાની પ્રાપ્તિ કરાવનાર

**નંદનશેઠ**—કોશલાનગરીનો ધનિક શેઠ, કામગજેન્દ્રનો પૂર્વભવનો સાચો માતામહ

**પદ્મેશાનદેવ**—સૌધર્મદેવલોકવાસી એક દેવ (જે કે કામગજેન્દ્રનો પૂર્વભવ છે)

**પ્રિયંગુમતી**—કામગજેન્દ્રની સ્ત્રી

**પૃથિવીસુંદરી**—વૈતાઢ્યપર્વતની ઉત્તર શ્રેણિનો રાજા

**બિંદુમતી**—વૈતાઢ્યપર્વતની ઉત્તરશ્રેણિના રાજાની પુત્રી

**શ્રી ભદ્રબાહુસ્વામી**—ચૌદ પૂર્વધારી આગમોના નિર્યુક્તિ બનાવનાર મહાપ્રભાવિક ધુરંધર આચાર્ય

**શ્રી મહાવીરસ્વામી**—આ ભરતક્ષેત્રની વર્તમાન ચોવીશીના છેલ્લા તીર્થંકર વર્તમાન શાસનના સ્થાપક કામગજેન્દ્રની કથા વર્ણવનાર કામગજેન્દ્રને સંયમ આપી ભવથી તારનાર

**મેખના**—વૈતાઢ્યની ઉત્તરશ્રેણિના વિદ્યાધરપતિની રાણી

# ॐ

॥ श्रीशङ्खेश्वर-पार्श्वनाथाय नम ॥

## પરિશિષ્ટ—૧

### સુભાષિત-સાર-સમુચ્ચય

[ સૂચના—આમાં પહેલો આંક ખંડનો બીજો ઢાલનો અને ત્યાર પછીના અંકો ગાથાના જાણવા ]

આશા-ભંગ જેણિ કરીઉ તેણિ દીધું ભૂ-ભાગ રે ।
પણ સારે નવિ એહ ટરી ગિરિ તરુઅર જલધાર રે ॥
વદનાદિક મોડિ તજે છે, તે સુગુણ નર નિકલંક રે ॥ (૧-૩-૪/૫½)

દેતા વાધિ બહુ ધન, જિમ કૂપ નિ આરામ રે ।
તપ-પ્રમુખ જાણીઇં, પામિ (પામિ) અતિ સુખધામ રે ॥

દાન-દૂષણ પંચ જાણીઇ અનાદર-નિ-વિલંબ રે ।
વિમુખમાનુ-વિપ્રિયગિરા વળી અનુતાપી બિંબ રે ॥

દાન-ભૂષણ પંચ જાણુયો આનંદાશ્રુ-રોમંચ રે ।
બહુમાન-વાણી શુભા, વળી અનુમોદન સંચ રે ॥ (૧-

કા। નિર્દ્ધન લખિમી દેખીનિ, નિજ કમાડ દેવરાવિ રે ॥
(૧-૧૦-૧૦½)

રક-મૂર નિ સાગરૂ રે, મેરુ-ચિંતામણિ સાર।
કામગવી-કામકુભલુ ર, કામતરુ-ગુણભાર ॥
કમલ-મત ગજ-સીંહલુ રે, ધોરી ઉપમ વક।
ઈ યાદિ મકલ કીઆ રે, એ જિનજી નિકલંક ॥ (૧-૧૧-૧૦/૧૧)

માતજી! જોવિ જેહની લખિમી, ધન પરિ ભોગ ન આવિ રે।
જલ-નિધિની પરિ નિરમ તુઅ રૂપ, લોગા કિમ ન ગાવિ રે ॥
સઘલિ દર્શનિ મત બહુ દીસિ, માન-મત નવિ નીમિ રે।
તે પીડાતા કેમ દેખીજિ, હા કહિ મન હાંમી રે ॥ (૧-૧૦ ૪/૫)

ઉત્તમ-અ જતિ સુખ-યશ, લોહ-કમલ ઓપ-પાધ ॥
ઉત્તમા હુઈ માનદા, નીચનિ કલહનુ વાહઠ ર।
અ કનિ ઈશ્વર શિરિ વહિ, નહુ ત્રસિ વડુ ગાહઠ રે ॥
આલોચિ મ ત્રી, કાજિ દાસીકા રૃપિ રમા, ક્ષમા ભૂમિ રે।
ભોજનિ માતર, તે વેરિકા, કર્મ્મ પઇ સ્ત્રી શભ સ્ત્રી-ધૂમિ રે ॥
(૧-૧૭-૧૨½ ૧૩/૧૪)

રક્ત-લોચન નિ ગત-વસ્તુ, ગત-ધન નવિ ક્રાણિ રાખ્યુ ॥
(૨-૧૮-૯$\frac{-}{2}$)

ધિન ધિન પર-ઉપગારીઆ, યાચન-વૃત સાધાર।
પુણ્ય પર્ત્ત-વરિ ઉપનુ, સુખકારી જલધાર ॥
ઉત્તમ કહનિ માગિઉ ભનૂ, વર યાચન-ભગ।
નીચ માગ્યિ આશા ફલી, તુહું નહિ ચગ ॥
નિજ-ઉ કે પૂરણૌ, જે હુઈ અસમર્થ।
તે જનનીઈ કા જણ્યા, શક્તિ નાપિ અર્થ ॥
તન માતા ધિક્કારણી, પર-યાચક-ઓઘ।
યાચન-ભગ કરિઉ જેણિ, તસ જનની મોઘ ॥

એ ઠિ ર—જની ઉપમા, વળી ચંદ નિ સૂર ।
તરુઅર સત્પુરુષા જિકે, આશા બ પૂર ॥
તન-ધન-યૌવન કારિમૂં, કારિમૂ જીવિત જાણી ।
ડીરતિ એક છિ સાસતી, માચી નિરવાણી ॥ ( ૨ ૧૯-વળી૭ )
દિનકર ઉગતિ નવિ ગલિ, જુ અધારુ ઘોર ।
જ્યાધરિ તૃષ્ણા નવિ ગલિ, તુ કર્મિ કરિઉં જોર ॥
ઉપગારિ ઉપગારીઆ, જરી દીસિ બહુ લોક ।
વિણુ ઉપગારિ ગુણુ કરિ, તેહના તુછિ થોક ॥
ગતિ-ભંગો સ્વર-હીનતા, દેહિ પ્રસેદો-ભીતિ ।
કીનાશ-ઘરિ ગમનિ યથા, તિમ એ મગ્ગણ-રીતિ ॥
(૨-૧૯ ૯થી ૧૧)
य स्त्रीणा गुह्यमाख्याति, तस्त तस्य जीवितम् ( २-२१ )
निनायस मन्य हत, स्त्रीनायस गृह नष्ट ।
बालराजाहत सैन्य, ઇત્યાદિ બુદ્ધિ લઈ ॥ ( ૨-૨૧-૯ )
રાદિ બહુ જેહનિ ઘરિ, તસ લખિમી નાગી દૂરિ ।
સીતાનિ પરિ થાય થો, નામ લીજિ ઉગતિ સૂરિ ॥ ( ૨-૨૧-૧૪ )
નવિ જાણિ ઉપગાર, ત તુ મૂઢ વડુરી ।
ચદન-ગમભ જેમ, તસ ધિક્કાર પડુરી ॥
જેણિ કીધુ ગુણુમાર, તેહનુ જુ નવિ જાણિઉ ।
તેણિ મુત્તાહલ મુકી, પ્રેમિ પત્થર તાણિઉ ॥ ( ૨-૨૨-૪,૫ )
સજ્જનમિઉં જે રોસ તે કાંજિ વા પાણી ॥ ( ૨-૨૨-૧૦½ )
ચીભડનું જે ચોર, તસકૂ બૂમટ દીજિ ! ॥ ૨-૨૨-૧૨ )
× × ×, કમ્યુ દીસિ એ સોહાગૂ ।
દુખ સાગર સમાર, એ પણુ મોટુ જોગૂ ॥

ચત્રિ નાગ ન બાજિ, તુટિ ગયિ જણ તારા ।
શૂ હનિ યત્ર બિચ્યારા, ગયા બાજવણહાર ॥

ઇસુ કોન મિલિ જે, જાકુ નહીઈ લાગિ ।
સબ જગ જલતા દેખૂ, આપ આપણી આગિ ॥

દેહા કાચમ કુપા, તિમા પિંડ પરાણા ।
રાખીઈ બહુત જતન્નિ, પણુ ઠગરિ નિરવાણા ॥

ધમણિ ધમતી રહી, બુઝિ ગયિ અંગારા ।
અહિ પુ ઠણગા જાઈ, ઉઠિ ચલે લોહાન ॥ ( ૮-૨૮-૧૭થી૨૧ )

મુઝ મોટુ જીવ આલસૂ, જે બળતા ઘરમાહિ ।
નિચિંતૂ ભર-નીંદ્રડી, જાવા નવિ ઉમાહિ ॥ ( ૮-૭૩-૧ )

માણુસ ધન વિણુ જે નરા, તેણિ જીવી ન્યૂ કીદ્ધ ।
કમ્મંહ ધમ્મંહ બાહિરા, એક્કૂ કાજ ન સીદ્ધ ॥

ચિન્તા ચિતા સમ ભયે, પણુ ગિરુ વિશેષિ જાણિ ।
ચિતા દહિ નિર્જીવિઉ, ચિંતા પ્રાણી-હાણિ ॥

રાગ ઘણુ નર જે કરિ પામિ દુખ સયાઈ ।
મજિટ્ઠિ અર્ઈંગ્ત્તીઈ, કૂટ્ટ્યા કષ્ટ ઘણાઈ ॥

સજ્જન દુર્જ્જણ અંતરુ, મિ નવિ કોઈ દીઠ ।
સજ્જન દુખ હિ દૂરથી, દુર્જ્જણ પાસિ બઈઠ ॥

કષ્ટ પડિયા જે નર ઉદ્ધરિ, તે નર નવિ દીસંતિ ।
સાહમૂ પર-દુખીઆ તણી, વાતડીઇ વિહસંતિ ॥

એહવુ જગિ કો નવિ મલિ, જે કરિ ઠારણકી વાત ।
ઉદ્વેગ ઉડાઇનિ વળી, સ । કીજુ જાઈ ઘાત ॥

દીસિ ધનવંતા સુખી, પણુ મનની દાઝિ અતાગિ ।
કોહનિ કહવાઈ નહી, એ નિર્ધૂમી આગિ ॥

સુર-કોટિ-મણિ-નાયકો, પવિ-શોભિઉ ભુજ-દંડ ।
ઈંદ્રો ભૂ-છત્ર કરિ તે પણ તુહિ અખંડ ॥

જસ આગિ સગ કિંકરા દેવ અનિ દેવ-રાજ ।
તેહુ પ્રભુ જુ નવિ રહિયા, જે સ-ત-ભુવનકે તાજ ॥

જીવિઉ કાસ ન વ વહુ ધાતુ પણ કાસુ ન ઈહુ ।
હોતિ વિ અવસર નિવિડિ આઈ, તિણ-સમ ગિણિ વિનિહુ ॥

જીવત ધમિ કવેવરો, જ વાન્હિકિ ત સાર ।
જ, ઢકઈ તુ કુકઈ, અહ ડબ્બાઈ તુ છાર ॥

ભમગ એત્થવિ લિગડિ, કેવિ દિહડા વિવણુ ।
ઘણ-પત્તવ છાયા-ગહુલુ, કુવ્લિ જાવ કયમુ ॥

જાવઈ વિનમી કરજ(મ્મ)-ગઈ, જીવહ મજ્જે એઈ ।
તાવઈ અછઉ ઈયરૂ જણુ, સુયણુ વિ અંતર દેઈ ॥

સુર નર દુખીઆ હોઈ, સુખીઆ શ્રી વીતરાગ ।
કંગર મધગી તુ ટલિ, જુ સેવિ જિન-માગ ॥ (૭-૨૩-૭થી૧ )

સમકિત નિ ભન્યના, લ શ। પંચ એ જાણુ ।
શમ-સંવેગ-નિર્વેદ-અનુકંપા-સ્તિક આણુ ॥

પંચ દૂષણ શંકા, આકાક્ષા-સંદેહ ।
મિથ્યા પ્રશંસન-સંસ્તવ, કરવૂ જેહ ॥

પંચ ભૂષણ સુણીઈ સ્થૈર્ય-પ્રભાવન-ભક્તિ ।
કૌશલ-તિત્થસેવા, કરવી તે યથાશક્તિ ॥ (૭-૭૫-૫થી૭)

કર્મગતિ-વિચિત્રતા, કુણ નવિ પામિ પાર રે ।
ધિન્ય તે કે તીર્થંકર, કર્મ-રિપુ શુણ-ભાર રે ॥ (૨-૨ -૧)

સેવક સુર તે સહી જે પ્રભુનિ ઢામિ આવિ રે ।
આણાસરીખા સેવકા, કુડી મૂલ ન પાવિ રે ॥

અનીક બોલી જે પ્રીછવિ, તે ધન મગિખા નહી થાન રે ।
સત્ય-વાદી દેવિ અધિષ્ઠીઆ, તુ માનવ કુણ માત્ર છે ? ॥
(૨-૨૮ ૩/૪)

લોગા ! સ્વાર્થ જનનિ વાલ્હુ સ્વાર્થ જિનનિ ન વાલ્હુ ॥
(૨-૨૮-૧)

અમી-રસાયણ આગના રે, માય-તાય ગુરુ-બોલિ ।
માનિ સુકુલીણ ઉત્તમા જે, તેહનિ નિત જગ-રોલિ રે ॥

વસુધા આભરણ નરા રે, લખિમી નર-શણગાર ।
લખિમી આભરણ છિ દાન, દાનભૂષણ અણગારો રે ॥

સુધન વછિ જગિ યોધા રે વૈદા પીડિત પથ ।
મૃતક બહુલા વાલ્હવા રે, એમ સુભિખ નિગ્રંથ રે ॥

ખુલ જવિ દુગ્ધ હવિ રે, તે વિષ થાઇ નાગિ ।
તણિ પાન પ્રમાણીઇ જે તિમ ધન અણ-નિણ ભાગિ રે ॥

એકિ અક્ષર વકડુ રે, જુ ગુરુ તુમી દેઇ ।
જિમ અધાગિ દીવડુ રે, ફરી ફરી ચેતિ કહેઇ રે ॥
(૨-૨૮ ૧૦થી૧૪)

ધિગ્ અજ્ઞાનપણ ! જ્ઞાનીઈ, પાવન કીની સકલ મહી ॥
(૨-૩૧ ૨½)

પુંડરીક-નિ-પાત્ર પ્રભુજી, પ મેઘિ-પર્યુપણ રે ।
પચખાણ-પોમહ નિ-પૂજા, પડિક્કમણ-પ્રતિલેખણ રે ॥
પ માર્જન-પોથી-નિ-પાખી, તે પકાર નિર્દ્દૂષણો રે ।
એ દુર્લભ પુન્યવતા પામિ, માનૂ પોહવિ-ભૂષણા રે ॥
(૨-૩૧-૮/૯)

જગમિ સત્પુરુષા સહી પ -ઉપગારિ રાતા રે ।
નિજ-દેહિ દુખ પામીનિ, પર-કારજિ જે માતા રે ॥

માત તેહની ચિન્ત્ય પણ જે, સ્વાર્થ અનુભૂતિ કરિ ।
સામાન્ય પુરુષા તેહ જાણુ, હવિ નર રાય સફરિ ॥
સ્વારથિ પર-કાજ કરણના, કીર્તિ-લોપિ બીહિ નહિ ।
નિરર્થક પર-કામ હોવિ તેહ નવિ જાણૂ કહિ ॥ (૩-૩૩-૭)

ભવિયણ! ભાવ ધરીઈ સમનીઈ, મોહ-વશિ જે બૂડા ।
ચૂલણીરૂ સુત-મારણ-બુદ્ધિ, માત-સનેહા કૂડા ।
તાત-સનેહો તે પણ કૂડ, કનકરથિ નિજ-પૂતા ।
પુત્રિ કોણી, બાંધવિ જાણ, ભરત-બાહુબલિ ખુતા ॥

નારી સગપણ સુરીકંતા, વળી પતિ-મારી પ્રમાણુ ।
મિત્રપણિ ચાણક્ય-પર્વતો, એકૂ ન મિત્ર જાણ ॥

સુભૂમો-નિ-પરશુરામા, દ્વિજ-ક્ષત્રી-ક્ષય-કારી ।
નિજ-નિજ વાર અણપૂજતિ, પ્રવરી કીધી ભારી ॥
એહી જગમે સહુકુ વિચિ, એક ન વિહિ ધીર ॥ (૩-૩૮-૨ થી ૪)

આ સિવાય પ્રાસંગિક ઉપદેશના મર્મથી ભરપૂર વિવિધ વાક્યરચના અને શબ્દોની ધર્મભાવનાને પોષનારી અદ્ભુત જોડણી મૂળ-ગ્રંથ અવલોકવાથી સ્વતઃ જણાઈ આવે તેમ છે



